**૩. ત્રીજી વિભક્તિ:**—આ વિભક્તિનો પ્રત્યય **એ** છે. આ વિભક્તિના મુખ્ય અર્થ **કર્ત્તા** અને **કરણ** (ક્રિયા કરવાનું સાધન) છે.

**કર્ત્તા:**—ઘોડે લાત મારી, **ભગુએ** પાઠ વાંચ્યો, **છોકરે** વેલો કાપ્યો. આ વાક્યોમાં મારવાની ક્રિયા કરનાર ઘોડો, વાંચવાની ક્રિયા કરનાર ભગુ, અને કાપવાની ક્રિયા કરનાર છોકરો છે, માટે ઘોડે, ભગુએ, અને છોકરે કર્ત્તાર્થે ત્રીજી વિભક્તિ કહેવાય.

**કરણ:**—સિપાઈએ વાઘને **ગોળીએ** માર્યો, ભગુએ **છરીએ** આંગળી કાપી, તેણે **કલમે** અક્ષર લખ્યા. આ વાક્યોમાં મારવાની ક્રિયા ગોળીએ, કાપવાની ક્રિયા છરીએ, અને લખવાની ક્રિયા કલમે થાય છે; માટે ગોળીએ, છરીએ, અને કલમે કરણાર્થે ત્રીજી વિભક્તિ કહેવાય.

**તાવે** માથું દુખે છે, સાકર પાંચ **રૂપિયે** મણ થશે, તે **પગે** લંગડો છે, આમાં તાવે, રૂપિયે અને પગે ત્રીજી વિભક્તિમાં છે.

**૪. ચોથી વિભક્તિ:**—આ વિભક્તિનો પ્રત્યય **ને** છે. આ વિભક્તિનો મુખ્ય અર્થ **સંપ્રદાન** એટલે જેને કંઈ આપવામાં આવેછે.

**સંપ્રદાન:**—રાજા **બ્રાહ્મણને** દાન આપે છે, મહેતાજી **છોકરાને** વિદ્યા શીખવે છે, હું **તને** વાત કહું. આ વાક્યોમાં બ્રાહ્મણને, છોકરાને, તને શબ્દ સંપ્રદાનાર્થે ચોથી વિભક્તિમાં છે.

**રાજાને** બે કુંવર છે, **પાઘડીને** કસબ છે, **લલ્લુને** પેટમાં દુખે છે, **છગનને** તે ચીજ ગમે છે. આમાં રાજાને, પાઘડીને, લલ્લુને, છગનને ચોથી વિભક્તિમાં છે.

**૫. પાંચમી વિભક્તિ:**—આ વિભક્તિના પ્રત્યય **થી, થકી** છે. આ વિભક્તિનો મુખ્ય અર્થ **અપાદાન** એટલે જેનાથી છૂટા પડાય છે તે.

**અપાદાન:**—હું **રાજકોટથી** નીકળ્યો, **માથી** દીકરી જુદી પડી, **ઝાડથી** પાંદડાં પડે છે, મગન **તાવથી** બચ્યો. આ વાક્યોમાં રાજકોટથી, માથી, ઝાડથી, અને તાવથી અપાદાનાર્થે પાંચમી વિભક્તિ છે.

વાઘને **ગોળીથી** માર્યો, **છગનથી** મગન મોટો છે. **ગરમીથી** પાણીની વરાળ થાય છે, એ **માસથી** માંદો છે, **વનમાળીથી** દાખલા ગણાશે. આ વાક્યોમાં ગોળીથી, છગનથી, ગરમીથી, માસથી, અને વનમાળીથી પાંચમી વિભક્તિમાં છે.

૬. **છઠ્ઠી વિભક્તિ:**—આ વિભક્તિના પ્રત્યય **નો, ની, નું, ના, નાં, ને*** છે. કવિતામાં તણો, તણી, તણું, કેરો, કેરી, વગેરે પ્રત્યયો વપરાય છે. આ વિભક્તિનો અર્થ **સંબંધ** છે. સંબંધ ઘણી જાતના હોય છે. જેમ, **રાજાનો** મહેલ, **રૂપાની** થાળી, **નદીનું** માછલું, **વિદ્વાનના** શબ્દો, **રાજાનાં** ઘોડાં, **મગનને** કાજે. આમાં રાજાનો, રૂપાની, નદીનું, વિદ્વાનના, રાજાનાં, મગનને છઠ્ઠી વિભક્તિમાં છે.

**ને** પ્રત્યય **બીજી, ચોથી,** અને **છઠ્ઠી સાથે ત્રીજી** કે **સાતમી** વિભક્તિમાં આવે છે. 'ને' પ્રત્યયવાળું નામ શુદ્ધ કર્મ તરીકે વપરાયલું હોય તો બીજી વિભક્તિ જાણવી. જેમ, મગન **ગાયને** હાંકે છે, છગન **લલ્લુને** બોલાવે છે. કોઇને કોઇ વસ્તુ આપવામાં આવતી હોય કે પહોંચતી હોય, તે નામને **'ને'** પ્રત્યય લાગેલો હોય તો ચોથી વિભક્તિ જાણવી. જેમ, રાજા **બ્રાહ્મણને** દાન આપે છે, **લલ્લુને** ગમત પડી, **છગનને** તાવ આવ્યો. છઠ્ઠી વિભક્તિવાળું નામ જે નામ સાથે સંબંધ રાખતું હોય, તે નામને ત્રીજી કે સાતમી વિભક્તિનો **'એ'** પ્રત્યય લાગે છે; ત્યારે **ના** કે **નું** પ્રત્યયનો **'ને'** થઇ જાય છે, ત્યાં છઠ્ઠી સાથે ત્રીજી કે સાતમી વિભક્તિ જાણવી. જેમ, છગનનો **હાથ** —**છગનને** હાથે વીંટી છે. (છઠ્ઠી સાથે સાતમી.) **રાજાને** નોકરે ફજિયો કર્યો. (છઠ્ઠી સાથે ત્રીજી).

---

* જેની સાથે આ વિભક્તિ સંબંધ રાખે છે, તેનાં જાતિવચન વગેરેને અનુસરીને આ પ્રત્યય ફરે છે; માટે છઠ્ઠી વિભક્તિના પ્રત્યય ઘણા છે.

**ટીપ**—કાજે, અર્થે, માટે, સારુ, વગેરે નામયોગી અવ્યયની પહેલાં ને પ્રત્યય આવે છે, તે છઠ્ઠી વિભક્તિનો જ પ્રત્યય જાણવો. એ પ્રત્યય છઠ્ઠી સાથે ત્રીજીનો પ્રત્યય મળવાથી થયેલ છે. જેમ, તેનું કાજ-તેને કાજે; તેનો અર્થ-તેને અર્થે.

**૭. સાતમી વિભક્તિ:**—આ વિભક્તિનો પ્રત્યય **માં** અને **એ** છે. **અધિકરણ** (સ્થળ) એ આ વિભક્તિનો મુખ્ય અર્થ છે. જેમ, **હોડીમાં** બેઠો, **પગમાં** ફલ્લાં નથી, **છાપરે** ચડયો, **નદીએ** પૂર આવ્યું છે. આમાં હોડીમાં, પગમાં, છાપરે, નદીએ એ અધિકરણાર્થે સાતમી વિભક્તિમાં છે.

હું **પાંચ દિવસમાં** આવીશ, તું **સવારમાં** આવજે, મહેલ **પાંચ** વર્ષે પૂરો થયો, **બપોરે** સુવાની ટેવ છે. આમાં દિવસમાં, સવારમાં, વર્ષે, બપોરે કાળ અર્થે સાતમી વિભક્તિમાં છે.

'એ' પ્રત્યય **ત્રીજી** ને **સાતમી** વિભક્તિમાં આવે છે. જો 'એ' પ્રત્યયવાળાનું નામ **સ્થળ** કે **કાળ** બતાવે તો સાતમી વિભક્તિનું જાણવું, બીજે બધે પ્રસંગે ત્રીજી વિભક્તિનું જાણવું. જેમ, તેણે **માથે** ટોપલી ઊંચકી છે. આમાં 'માથે' કરણાર્થે ત્રીજી વિભક્તિ છે. માથે=માથાવડે.

કેટલીક વખત એક નામને બે ત્રણ વિભક્તિઓ સાથે લાગે છે. જેમ, **બાગમાંથી** એ સાતમી સાથે પાંચમી વિભક્તિ કહેવાય, **તેમાંનાએ** એ સાતમી ને છઠ્ઠી સાથે ત્રીજી વિભક્તિ કહેવાય, **ઘરમાંની** એ સાતમી સાથે છઠ્ઠી વિભક્તિ કહેવાય.

## પાઠ ૧૫. નામનાં રૂપાખ્યાન.

### ઓકારાંત નરજાતિ—ઘોડો.

| વિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | ઘોડો. | ઘોડા-ઘોડાઓ. |

| | | |
|---|---|---|
| ૨. | ઘોડો, ઘોડાને. | ઘોડા, ઘોડાઓ, ઘોડાઓને. |
| ૩. | ઘોડાએ, ઘોડે. | ઘોડાએ, ઘોડાઓએ, ઘોડે. |
| ૪. | ઘોડાને. | ઘોડાને, ઘોડાઓને. |
| ૫. | ઘોડાથી–થકી. | ઘોડાથી–થકી, ઘોડાઓથી–થકી. |
| ૬. | ઘોડાનો–ની–નું–ના–નાં–ને. | ઘોડાનો–ની–નું–ના–નાં–ને; ઘોડાઓનો–ની–નું–ના–નાં–ને. |
| ૭. | ઘોડામાં, ઘોડે. | ઘોડામાં, ઘોડાઓમાં, ઘોડે. |

## ઉકારાંત નાન્યતર જાતિ–ઈંડું.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | ઈંડું. | ઈંડાં, ઈંડાંઓ. |
| ૨. | ઈંડું, ઈંડાને. | ઈંડાં, ઈંડાંને, ઈંડાંઓને. |
| ૩. | ઈંડાએ, ઈંડે. | ઈંડાંએ, ઈંડે, ઈંડાંઓએ. |
| ૪. | ઈંડાને. | ઈંડાંને, ઈંડાંઓને. |
| ૫. | ઈંડાથી–થકી. | ઈંડાંથી–થકી, ઈંડાંઓથી–થકી. |
| ૬. | ઈંડાનો–ની–નું–ના–નાં–ને. | ઈંડાંનો–ની–નું–ના–નાં–ને; ઈંડાંઓનો–ની–નું–ના–નાં–ને. |
| ૭. | ઈંડામાં, ઈંડે. | ઈંડાંમાં, ઈંડે, ઈંડાંઓમાં. |

## અકારાંત નરજાતિ–પગ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | પગ. | પગ, પગો. |
| ૨. | પગ, પગને. | પગ, પગો, પગોને. |
| ૩. | પગે. | પગે, પગોએ. |
| ૪. | પગને. | પગને, પગોને. |
| ૫. | પગથી–થકી. | પગથી–થકી, પગોથી–થકી. |
| ૬. | પગનો–ની–નું–ના–નાં–ને. | પગનો–ની–નું–ના–નાં–ને; પગોનો–ની–નું–ના–નાં–ને. |

| | |
|---|---|
| ૭. પગમાં, પગે. | પગમાં, પગે, પગોમાં. |

## આકારાંત નારીજાતિ—ગંગા.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. ગંગા. | ગંગા. |
| ૨. ગંગા, ગંગાને. | ગંગા, ગંગાને. |
| ૩. ગંગાએ. | ગંગાએ. |
| ૪. ગંગાને. | ગંગાને. |
| ૫. ગંગાથી—થકી. | ગંગાથી—થકી. |
| ૬. ગંગાનો—ની—નું—ના—નાં—ને. | ગંગાનો—ની—નું—ના—નાં—ને. |
| ૭. ગંગામાં. | ગંગામાં. |

## ઈકારાંત નારીજાતિ-રાણી.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. રાણી. | રાણી, રાણીઓ. |
| ૨. રાણી, રાણીને. | રાણી, રાણીઓ, રાણીઓને. |
| ૩. રાણીએ. | રાણીએ, રાણીઓએ. |
| ૪. રાણીને. | રાણીને, રાણીઓને. |
| ૫. રાણીથી—થકી. | રાણીથી—થકી, રાણીઓથી—થકી |
| ૬. રાણીનો—ની—નું—ના—નાં—ને. | રાણીનો-ની-નું-ના-નાં-ને; રાણીઓનો-ની-નું-ના-નાં-ને |
| ૭. રાણીમાં. | રાણીમાં, રાણીઓમાં. |

## ઉકારાંત નરજાતિ—લાડુ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. લાડુ. | લાડુ, લાડુઓ. |
| ૨. લાડુ, લાડુને. | લાડુ, લાડુઓ, લાડુઓને. |
| ૩. લાડુએ. | લાડુએ, લાડુઓએ. |
| ૪. લાડુને. | લાડુને, લાડુઓને. |

| | |
|---|---|
| ૫. લાડુથી-થકી. | લાડુથી–થકી, લાડુઓથી–થકી. |
| ૬. લાડુનો–ની–નું–ના–નાં–ને. | લાડુનો–ની–નું–ના–નાં–ને; લાડુઓનો–ની–નું–નાં–ના–ને. |
| ૭. લાડુમાં. | લાડુમાં, લાડુઓમાં. |

### ઓકારાંત નારીજાતિ—ઘો.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. ઘો. | ઘો. |
| ૨. ઘો, ઘોને. | ઘો, ઘોને. |
| ૩. ઘોએ. | ઘોએ.. |
| ૪. ઘોને. | ઘોને. |
| ૫. ઘોથી–થકી. | ઘોથી–થકી. |
| ૬. ઘોનો–ની–નું–ના–નાં–ને. | ઘોનો–ની–નું–ના–નાં–ને. |
| ૭. ઘોમાં. | ઘોમાં. |

## પાઠ ૧૧. સર્વનામનાં રૂપાખ્યાન.

### પહેલો પુરુષ (હું).

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. હું. | અમે, અમો. |
| ૨. મને. | અમને, અમોને. |
| ૩. મેં, મારે. | અમે, અમોએ, અમારે. |
| ૪. મને, મારે. | અમને, અમોને, અમારે. |
| ૫. મારાથી–થકી, મજથી–થકી, મુજથી–થકી, હુંથી–થકી. | અમારાથી–થકી, અમથી–થકી, અમોથી–થકી. |
| ૬, મારો–રી–રૂં–રા–રાં–રે, મજ. | અમારો–રી–રૂં–રા–રાં–રે, અમ. |
| ૭. મારામાં, મજમાં, મુજમાં, હુંમાં. | અમારામાં, અમમાં, અમોમાં. |

સૂચના—જે રૂપ એક કરતાં વધારે વિભક્તિમાં આવે છે, તે

ઠેકાણે તેની વિભક્તિ નક્કી કરવા માટે ત્યાં નામ મૂકાવવું. એ નામને જે વિભક્તિ લગાડવી પડે તે વિભક્તિ સર્વનામની જાણવી. આ ટીકા સઘળાં સર્વનામ માટે સમજવી.

અમે ( છગન તથા લલ્લુ ) ગયા—પહેલી વિભક્તિ.
અમે ( છગન તથા લલ્લુએ ) પાઠ વાંચ્યો—ત્રીજી વિભક્તિ.
મારે ( લલ્લુએ ) કામ કરવું-ત્રીજી વિભક્તિ.
મારે ( લલ્લુને ) બે હાથ છે—ચોથી વિભક્તિ.
મારે ( લલ્લુને ) વાસ્તે કલમ ઘડ—છઠ્ઠી વિભક્તિ.
મારે ( લલ્લુને ) હાથે વીંટી છે—છઠ્ઠી સાથે સાતમી.
મારે ( લલ્લુને ) નોકરે કામ બગાડયું—છઠ્ઠી સાથે ત્રીજી.

## પહેલો બીજો પુરુષ (આપણે).

| વિભક્તિ. | બહુવચન. |
|---|---|
| ૧. | આપણ, આપણે. |
| ૨. | આપણને. |
| ૩. | આપણે. |
| ૪. | આપણને, આપણે. |
| ૫. | આપણાથી—થકી. |
| ૬. | આપણો—ણી—ણું—ણા—ણાં—ણે. |
| ૭. | આપણામાં. |

આપણે (છગન) લાડુ જમ્યા—પહેલી વિભક્તિ.
આપણે (છગને) કામ કર્યું—ત્રીજી વિભક્તિ.
આપણે (છગનને) બે બાઇ છે—ચોથી વિભક્તિ.
આપણે (છગનને) માટે પેન લો—છઠ્ઠી વિભક્તિ.

## બીજો પુરુષ (તું.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | તું. | તમે, તમો. |

| | |
|---|---|
| ૨. તને. | તમને, તમોને. |
| ૩. તારે. | તમે, તમોએ, તમારે. |
| ૪. તને, તારે. | તમને, તમોને, તમારે. |
| ૫. તારાથી–થકી, તજથી–થકી, તુજથી–થકી, તુંથી–થકી. | તમારાથી–થકી, તમથી–થકી, તમોથી–થકી. |
| ૬. તારો–રી–રૂં–રા–રાં–રે, તજ. | તમારો–રી–રૂં–રા–રાં–રે, તમ. |
| ૭. તારામાં, તજમાં, તુજમાં, તુંમાં. | તમારામાં, તમમાં, તમોમાં. |

**સુચના—'તમે' અને 'તારે' ની વિભક્તિ 'અમે', અને 'મારે' ની માફક નક્કી થઇ શકે.**

## માનાર્થે બીજો પુરુષ ( આપ ).

### બહુવચન.

૧. આપ.
૨. આપને.
૩. આપે.
૪. આપને.
૫. આપથી–થકી.
૬. આપનો–ની–નું–ના–નાં–ને.
૭. આપમાં.

## ત્રીજો પુરુષ (તે).

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. તે. | તે, તેઓ. |
| ૨. તેને. | તેમને, તેઓને. |
| ૩. તેણે. | તેમણે, તેઓએ. |
| ૪. તેને. | તેમને, તેઓને. |
| ૫. તેથી–થકી. | તેઓથી–થકી. |

૬. તેનો—ની—નું—ના—નાં—ને. { તેમનો—ની—નું—ના—નાં—ને; તેઓનો—ની—નું—ના—નાં—ને.

૭. તેમાં, તેનામાં. તેમનામાં, તેઓમાં, તેઓનામાં.

## પ્રશ્નવાચક સર્વનામ ( કોણ ).

| વિભક્તિ. | બંને વચનમાં. |
|---|---|
| ૧. | કોણ. |
| ૨. | કોને, કેને. |
| ૩. | કોણે, કણે. |
| ૪. | કોને, કેને. |
| ૫. | કોનાથી થકી, કેનાથી થકી. |
| ૬. | કોનો—ની—નું—ના—નાં—ને; કેનો—ની—નું—ના—નાં—ને. |
| ૭. | કોનામાં, કેનામાં, કેમાં. |

કોણને, કોણથી, કોણમાં રૂપ ક્વચિત વપરાય છે.

## શો.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | શો. | શા. |
| ૨. | શો, શાને, શેને. | શા, શાને, શેને. |
| ૩. | શાણે, શેણે. | શાણે, શેણે. |
| ૪. | શાને, શેને. | શાને, શેને. |
| ૫. | શાથી, શેથી. | શાથી, શેથી. |
| ૬. | શાનો,—ની—નું—ના—નાં—ને; શેનો—ની—નું—ના—નાં—ને. | શાનો—ની—નું—ના—નાં—ને; શેનો—ની—નું—ના—નાં—ને. |
| ૭. | શામાં, શેમાં. | શામાં, શેમાં. |

'શી' નું બહુવચન 'શી' જ થાય છે, તેને વિભક્તિના પ્રત્યય લાગતા નથી.

'શું' નું બહુવચન 'શાં', થાય છે. બીજી વિભક્તિથી બંને વચનમાં તેનાં રૂપ 'શો'નાં રૂપ પ્રમાણેજ થાય છે.

કયો—કઈ—કયું એનાં રૂપ છોકરો–છોકરી–છોકરૂં એ નામ પ્રમાણે થાય છે.

## સ્વવાચક સર્વનામ [ પોતે ].

| વિભક્તિ. | બંને વચનમાં. |
|---|---|
| ૧. | પોતે. |
| ૨. | પોતાને. |
| ૩. | પોતે. |
| ૪. | પોતાને. |
| ૫. | પોતાથી–થકી. |
| ૬. | પોતાનો–ની–નું–ના–નાં–ને. |
| ૭. | પોતામાં. |

## દર્શક સર્વનામ ( આ ).

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. આ. | આ. |
| ૨. આ, આને. | આ, આમને. |
| ૩. આણે. | આમણે. |
| ૪. આને. | આમને. |
| ૫. આથી–થકી. | આમનાથી–થકી. |
| ૬. આનો–ની–નું–ના–નાં–ને. | આમનો ની–નું–ના–નાં–ને. |
| ૭. આમાં, આનામાં. | આમનામાં. |

'એ'નાં રૂપ 'તે'ના જેવાંજ થાય છે, પેલો–પેલી–પેલું, એટલો–એટલી–એટલુંનાં રૂપ છોકરો–છોકરી–છોકરૂં એ નામ પ્રમાણે થાય છે.

## અનિશ્ચિત સર્વનામ [કોઇ].

| વિભકિત. | બંને વચનમાં. |
| --- | --- |
| ૧. | કોઈ. |
| ૨. | કોઈ, કોઇને. |
| ૩. | કોઇએ. |
| ૪. | કોઇને. |
| ૫. | કોઇથી—થકી. |
| ૬. | કોઇનો-ની—નું—ના-નાં—ને. |
| ૭. | કોઇમાં, કોઇનામાં. |

કોઈ, કાંઈ, કંઈ, કોઇક, કાંઇક, કંઇક, અમુક એમનાં રૂપ **બંને વચનમાં એકજ** રહે છે, ને હરકોઈ, હરકાંઈ, હરકંઈ, જે—કોઇ, એ **એકવચનમાં જ** વપરાય છે.

બીજું, કશું, ફલાણું, કેટલુંક એ ત્રણ જાતિમાં ફરે એવાં છે. અનિશ્ચિત સર્વનામનાં રૂપ નામ પ્રમાણે થાય છે.

**સંબંધીસર્વનામ—'જે'** નાં રૂપ 'તે' પ્રમાણે થાય છે.

## પાઠ ૧૭. વિશેષણના રૂપાખ્યાન.

વિશેષણ, વિશેષ્યની સાથે આવે છે, ત્યારે તેને વિભકિતના છુટા પ્રત્યય લાગતા નથી; પરંતુ એકલાં આવે છે, ત્યારે નામ પ્રમાણે સર્વ વિભકિત લાગે છે. જેમ, **ભલા** છોકરાને બોલાવો, **આંધળાથી** થશે નહિ, **વહાલામાં** વિરોધ કરાવ્યો, વગેરે. **વિશેષ્યની જાતિ, વચન, ને વિભકિત; તેજ વિશેષણની જાતિ, વચન, ને વિભકિત ગણાય છે.**

### 'ભલો છોકરો' નાં રૂપાખ્યાન.

| એકવચન. | બહુવચન. |
| --- | --- |
| ૧. ભલો છોકરો. | ભલા છોકરા, ભલા છોકરાઓ. |

| | | |
|---|---|---|
| ૨. | ભલો છોકરો,<br>ભલા છોકરાને. | ભલા છોકરા, ભલા છોકરાઓ;<br>ભલા છોકરાને, ભલા છોકરાઓને. |
| ૩. | ભલા છોકરાએ,<br>ભલે છોકરે. | ભલા છોકરાએ, ભલા છોકરાઓએ;<br>ભલે છોકરે. |
| ૪. | ભલા છોકરાને. | ભલા છોકરાને, ભલા છોકરાઓને. |
| ૫. | ભલા છોકરાથી--થકી. | ભલા છોકરાથી–થકી, ભલા છોકરા-<br>ઓથી–થકી. |
| ૬. | ભલા છોકરાનો–ની–<br>નું–ના–નાં–ને. | ભલા છોકરાનો–ની–નું–ના–ના–ને;<br>ભલા છોકરાઓનો–ની–નું–ના–નાં–ને. |
| ૭. | ભલા છોકરામાં. | ભલા છોકરામાં, ભલા છોકરાઓમાં. |

## 'ભલી છોકરી'નાં રૂપાખ્યાન.

| | | |
|---|---|---|
| ૧. | ભલી છોકરી. | ભલી છોકરી, ભલી છોકરીઓ. |
| ૨. | ભલી છોકરી,<br>ભલી છોકરીને. | ભલી છોકરી, ભલી છોકરીઓ;<br>ભલી છોકરીને, ભલી છોકરીઓને. |
| ૩. | ભલી છોકરીએ. | ભલી છોકરીએ, ભલી છોકરીઓએ. |
| ૪. | ભલી છોકરીને. | ભલી છોકરીને, ભલી છોકરીઓને. |
| ૫. | ભલી છોકરીથી–થકી. | ભલી છોકરીથી–થકી;<br>ભલી છોકરીઓથી–થકી. |
| ૬. | ભલી છોકરીનો–ની–<br>નું–ના–નાં–ને. | ભલી છોકરીનો–ની–નું–ના–નાં–ને;<br>ભલી છોકરીઓનો–ની–નું–ના–નાં–ને. |
| ૭. | ભલી છોકરીમાં. | ભલી છોકરીમાં, ભલી છોકરીઓમાં. |

## 'ભલું છોકરૂં'નાં રૂપાખ્યાન.

| | | |
|---|---|---|
| ૧. | ભલું છોકરૂં. | ભલાં છોકરાં, ભલાં છોકરાંઓ. |
| ૨. | ભલું છોકરૂં.<br>ભલા છોકરાને. | ભલાં છોકરાં, ભલાં છોકરાંઓ;<br>ભલાં છોકરાંને, ભલાં છોકરાંઓને. |
| ૩. | ભલા છોકરાએ,<br>ભલે છોકરે. | ભલાં છોકરાંએ, ભલાં છોકરાંઓએ;<br>ભલે છોકરે. |

| | | |
|---|---|---|
| ૪. | ભલા છોકરાને. | ભલાં છોકરાંને, ભલાં છોકરાંઓને. |
| ૫. | ભલા છોકરાથી–થકી. | ભલાં છોકરાંથી–થકી, ભલાં છોકરાં-ઓથી–થકી. |
| ૬. | ભલા છોકરાનો–ની–નું–ના–નાં–ને. | ભલાં છોકરાંનો–ની–નું–ના–નાં–ને; ભલાં છોકરાંઓનો–ની–નું–ના–નાં–ને. |
| ૭. | ભલા છોકરામાં. | ભલાં છોકરાંમાં, ભલાં છોકરાંઓમાં. |

## 'સફેદ લૂગડું'નાં રૂપાખ્યાન.

| | | |
|---|---|---|
| ૧. | સફેદ લૂગડું. | સફેદ લૂગડાં, સફેદ લૂગડાંઓ, |
| ૨. | સફેદ લૂગડું, સફેદ લૂગડાને. | સફેદ લૂગડાં, સફેદ લૂગડાંઓ; સફેદ લૂગડાંને, સફેદ લૂગડાંઓને. |
| ૩. | સફેદ લૂગડાએ, સફેદ લૂગડે. | સફેદ લૂગડાંએ, સફેદ લૂગડાંઓએ; સફેદ લૂગડે. |
| ૪. | સફેદ લૂગડાને. | સફેદ લૂગડાંને, સફેદ લૂગડાંઓને. |
| ૫. | સફેદ લૂગડાથી–થકી. | સફેદ લૂગડાંથી–થકી, સફેદ લૂગડાં-ઓથી–થકી. |
| ૬. | સફેદ લૂગડાનો–ની–નું–ના–નાં–ને. | સફેદ લૂગડાંનો–ની–નું–ના–નાં–ને; સફેદ લૂગડાંઓનો–ની–નું–ના–નાં–ને. |
| ૭. | સફેદ લૂગડામાં, સફેદ લૂગડે. | સફેદ લૂગડાંમાં, સફેદ લૂગડાંઓમાં, સફેદ લૂગડે. |

## 'નાનો' નાં રૂપાખ્યાન.

૧. નાનો. ૨. નાનો, નાનાને. ૩. નાનાએ, નાને. ૪. નાનાને.
૫. નાનાથી–થકી. ૬. નાનાનો–ની–નું–ના–નાં–ને. ૭. નાનામાં–નાને.

## પાઠ ૧૮. પદચ્છેદ.

૧. **નામના** પદચ્છેદમાં તેનો પ્રકાર કહી, જાતિ, વિભક્તિ, વચન કહેવાં. (દરેક વિભક્તિમાં તેનો મુખ્ય અર્થ કહેવરાવવો.)

૨. **સર્વનામનું** પદચ્છેદ નામ પ્રમાણે કરાવવું, પણ સર્વનામ ક્યા નામને ઠેકાણે છે તે કહેવરાવવું.

૩. **વિશેષણના** પદચ્છેદમાં તેનો પ્રકાર કહી, પછી તેનો વિશેષ્ય કહેવરાવવી, તે પ્રમાણે જાતિ, વિભક્તિ, વચન કહેવરાવવાં.

૪. **ક્રિયાપદના** પદચ્છેદમાં તેની જાત કહેવરાવી, પછી તેનો વાક્યમાં સંબંધ કહેવરાવવો.

**૬. સર્વનામની જાતિ જણાતી ન હોય ત્યાં સામાન્ય જાતિ કહેવી.**

નમુના દાખલ કેટલાંક વાક્યનું પદચ્છેદ નીચે કરી આપીએ છીએ.

**૧. ઉનનાં કપડાં વધારે મેલાં થાય છે.**

૧. **ઉનનાં**:—સામાન્ય નામ, નાન્યતર જાતિ, છઠ્ઠીનું એકવચન.

૨. **કપડાં**:—સામાન્યનામ, નાન્યતર જાતિ, પહેલીનું બહુવચન. 'થાય છે' ક્રિયાપદનો કર્ત્તા.

૩. **વધારે**:—ક્રિયાવિશેષણ અવ્યય, મેલાં વિધિપૂરક વિશેષણના અર્થમાં વધારો કરે છે.

૪. **મેલાં**:—વિધિપૂરક વિશેષણ, વિશેષ્ય કપડાં માટે નાન્યતર જાતિ, પહેલીનું બહુવચન.

૫. **થાય છે**—કર્ત્તા કપડાં, કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ.

**૨. ભગુએ કહ્યું, તમારી વાત બહુ મજેની છે.**

૬. **ભગુએ**:—વિશેષ નામ, નરજાતિ, ત્રીજીનું એકવચન. 'કહ્યું'નો કર્ત્તા.

૭. **કહ્યું**:—કર્ત્તા ભગુએ, કર્મ આગલું વાક્ય, માટે સકર્મક ક્રિયાપદ.

૮. **તમારી**:—બીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, છઠ્ઠીનું બહુ વચન.

૯. **વાત**:—સામાન્યનામ, નારીજાતિ, પહેલીનું એકવચન. 'છે' નો કર્તા.

૧૦. **બહુ**:—સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય મજેની માટે નારી જાતિ, છઠ્ઠીનું એકવચન.

૧૧. **મજેની**:—ભાવવાચક નામ, નારી જાતિ, છઠ્ઠીનું એકવચન.

૧૨. **છે**:—કર્તા વાત, કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ.

**૩. આપણે એક કુંજામાં થોડું ગરમ પાણી રેડીશું, તો તે ઠંડું થવા માંડશે.**

૧૩. **આપણે**:—પહેલોબીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, પહેલીનું બહુવચન. 'રેડીશું' નો કર્તા.

૧૪. **એક**:—સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય કુંજામાં માટે નરજાતિ, સાતમીનું એકવચન.

૧૫. **કુંજામાં**:—સામાન્યનામ, નરજાતિ, સાતમીનું એકવચન. 'રેડીશું' નું સ્થળ.

૧૬. **થોડું**:—ક્રિયાવિશેષણ. ગરમ ગુણવાચક વિશેષણના અર્થમાં વધારો કરે છે.

૧૭. **ગરમ**:—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય પાણી માટે નાન્યતરજાતિ, બીજીનું એકવચન.

૧૮. **પાણી**:—સામાન્યનામ, નાન્યતરજાતિ, બીજીનું એકવચન. 'રેડીશું' નું કર્મ.

૧૯. **રેડીશું**:—કર્તા આપણે, કર્મ પાણી, માટે સકર્મક ક્રિયાપદ.

૨૦. **તો**:—ઉભયાન્વયી અવ્યય. બે વાક્યોને જોડે છે.

૨૧. તે:—ત્રીજે પુરુષ સર્વનામ, પાણીને ઠેકાણે છે માટે નાન્યતર જાતિ, પહેલીનું એકવચન. 'થવા માંડશે' નો કર્ત્તા.

૨૨. ઠંડું:—વિધિપૂરક વિશેષણ, વિશેષ્ય તે માટે નાન્યતર જાતિ, પહેલીનું એકવચન.

૨૩. થવા માંડશે:—કર્તા તે, કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ.

**૪. મગન, તેં તારા પાઠ ઘણા સારા કર્યા.**

૨૪. મગન:—વિશેષ નામ, નરજાતિ, પહેલીનું એકવચન. (સંબોધનાર્થે.)

૨૫. તેં:—બીજે પુરુષ સર્વનામ, મગનને ઠેકાણે માટે નરજાતિ, ત્રીજીનું એકવચન. 'કર્યાનો' નો કર્ત્તા.

૨૬. તારા:—બીજે પુરુષ સર્વનામ, મગનને ઠેકાણે માટે નરજાતિ, છઠ્ઠીનું એકવચન.

૨૭. પાઠ:—સામાન્ય નામ, નરજાતિ, બીજીનું બહુવચન, 'કર્યા'નું કર્મ.

૨૮. ઘણા:—ક્રિયાવિશેષણ. 'સારા' ક્રિયાવિશેષણના અર્થમાં વધારો કરે છે.

૨૯. સારા:—ક્રિયાવિશેષણ. 'કર્યા' ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે.

૩૦. કર્યા:—કર્ત્તા તેં, કર્મ પાઠ, માટે સકર્મક ક્રિયાપદ.

**૫. તેણે તમને હમણા કાંઇક કહ્યું.**

૩૧. તેણે:—ત્રીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, ત્રીજીનું એકવચન. 'કહ્યું'નો કર્ત્તા.

૩૨. તમને:—બીજે પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, ચોથીનું બહુવચન, 'કહ્યું'નું ગૌણ કર્મ.

૩૩. હમણા:—ક્રિયાવિશેષણ અવ્યય. 'કહ્યું'નો કાળદર્શક.

૩૪. **કાંઇક:**—અનિશ્ચિત સર્વનામ, નાન્યતર જાતિ, બીજીનું એકવચન. 'કહ્યું'નું પ્રધાન કર્મ.

૩૫. **કહ્યું:**—કર્ત્તા તેણે, કર્મ તમને કાંઇક, માટે સકર્મક ક્રિયાપદ.

**૬. કોણે આ આંધળાને તળાવમાંથી બહાર કાઢયો ?**

૩૬. **કોણે:**—પ્રશ્નાર્થ સર્વનામ, સામાન્ય જાતિ, ત્રીજીનું એકવચન. 'કાઢયો'નો કર્ત્તા.

૩૭. **આ:**—દર્શક વિશેષણ, વિશેષ્ય આંધળાને માટે નરજાતિ, બીજીનું એકવચન.

૩૮. **આંધળાને:**—ગુણ વિશેષણ ( નામ અર્થે ), નરજાતિ, બીજીનું એકવચન. 'કાઢયો'નું કર્મ.

૩૯. **તળાવમાંથી:**—સામાન્યનામ, નાન્યતરજાતિ, સાતમી સાથે પાંચમીનું એકવચન. (વિયોગ અર્થે.)

૪૦. **બહાર:**—ક્રિયાવિશેષણ અવ્યય. 'કાઢયો'નું સ્થળદર્શક.

૪૧. **કાઢયો:**—કર્ત્તા કોણે, કર્મ આંધળાને, માટે સકર્મક ક્રિયાપદ.

**૭. રામલાલે જાડી કલમે અક્ષર લખ્યા.**

૪૨. **રામલાલે:**—વિશેષ નામ, નરજાતિ, ત્રીજીનું એકવચન. 'લખ્યા'નો કર્ત્તા.

૪૩. **જાડી:**—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય કલમે માટે નારીજાતિ, ત્રીજીનું એકવચન.

૪૪. **કલમે:**—સામાન્યનામ, નારીજાતિ, ત્રીજીનું એકવચન. ( કરણ અર્થે. )

૪૫. **અક્ષર:**—સામાન્યનામ, નરજાતિ, બીજીનું બહુવચન. 'લખ્યા'નું કર્મ.

૪૬. **લખ્યા:**—કર્ત્તા રામલાલે, કર્મ અક્ષર, માટે સકર્મક ક્રિયાપદ.

**૮. મેં જે પૈસા લીધા તે હું ધર્માદામાં નાખીશ.**

૪૭. **મેં:**—પહેલો પુરૂષ સર્વનામ, સામાન્યજાતિ, ત્રીજીનું એક-વચન. 'લીધા'નો કર્ત્તા.

૪૮. **જે:**—સંબંધી વિશેષણ, વિશેષ્ય પૈસા માટે નરજાતિ, બીજીનું બહુવચન.

૪૯. **પૈસા:**—સામાન્ય નામ, નરજાતિ, બીજીનું બહુવચન. 'લીધા'નું કર્મ.

૫૦. **લીધા:**—કર્ત્તા મેં, કર્મ પૈસા, માટે સકર્મક ક્રિયાપદ.

૫૧. **તે:**—દર્શક સર્વનામ, પૈસાને બદલે માટે નરજાતિ, બીજીનું બહુવચન. ' નાખીશ ' નું કર્મ.

૫૨. **હું:**—પહેલો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, પહેલીનું એકવચન. 'નાખીશ'નો કર્ત્તા.

૫૩. **ધર્માદામાં:**—ભાવવાચક નામ, નરજાતિ, સાતમીનું એક-વચન. ( સ્થળ ).

૫૪. **નાખીશ:**—કર્ત્તા હું, કર્મ તે, માટે સકર્મક ક્રિયાપદ.

## પાઠ ૧૯. ક્રિયાપદનો ધાતુ.

લખે છે, લખતો, લખવું, લખ્યું, લખેલું, લખીશ, લખાયું, લખાવશે, આ બધાં ક્રિયાપદોમાં લખવાની ક્રિયા કરવાની છે, અને તે બધાંનું મૂળ (ટુંકામાં ટુંકું રૂપ) 'લખ' છે. તેમજ શીખે છે, શીખ્યું, શીખાશે, શીખાય છે, શીખવાડી, વગેરેમાં 'શીખ' મૂળ છે.

**જે મૂળ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ થાય છે, એ મૂળને ધાતુ કહે છે.**

**ધાતુ શોધવાની સહેલી રીત:**-- ક્રિયાપદોમાં જે કામ કરવાનું હોય, તેમાંથી 'વાનું' પ્રત્યય કાઢી નાંખેથી ક્રિયાપદનો ધાતુ નીકળે છે. જેમ, નાઠો એમાં નાસવાનું કામ માટે ધાતુ **નાસ**, લીધો એમાં લેવાનું કામ માટે ધાતુ **લે**, હતો હોવાપણું બતાવે માટે ધાતુ **હો**, વગેરે છે. ક્રિયાપદનો ધાતુ ' છ ' છે.

# પાઠ ૨૦. સાધિત ધાતુ.

કેટલાંક **અકર્મક** ક્રિયાપદના રૂપમાં કાંઇ ફેરફાર કરવાથી તેઓ સકર્મક થાય છે, માટે તેમને **કર્મકરૂપનાં** ક્રિયાપદ કહે છે. **જેમ,** પડ–પાડ, ચર–ચાર, નમ–નામ, ઉકળ–ઉકાળ, ઉતર–ઉતાર, ઉછર–ઉછેર, ફૂટ–ફોડ, તૂટ–તોડ, ભળ–ભેળ, બેસ–બેસાડ, સૂ–સૂવાડ, વગેરે.

જ્યારે કર્તા પોતે કામ ન કરતાં બીજા કોઇ પાસે કામ કરાવે છે, ત્યારે ધાતુનું રૂપ **પ્રયોજ્ય** થઇ જાય છે. જેમ આ ચોપડી તું બીજા પાસે લખાવ. એમાં લખવાની ક્રિયા 'તું' એ કરી નથી, પણ તેણે કોઇ બીજા પાસે કરાવી છે. પ્રયોજ્યરૂપને કોઇ **પ્રેરકરૂપ** પણ કહે છે.

મૂળ ધાતુમાં વચ્ચે કે છેડે **આ** હોય તો તેનો **અ** કરીને છેડે **આવ** કે **વાડ** પ્રત્યય લગાડવાથી પ્રયોજ્યરૂપ થાય છે. જેમ, લખ–લખાવ, માર–મરાવ, મૂક–મૂકાવ, દેખ–દેખડાવ, ખા–ખવડાવ, કહે–કહેવાડ, ઇ૦.

પ્રયોજ્યરૂપના પ્રત્યય બેવડવાથી એટલે મૂળ ધાતુને **આવરાવ** કે **આવડાવ** પ્રત્યય લગાડવાથી **દ્વિત્વ પ્રયોજ્યરૂપ** થાય છે. જેમ. લખ–લખાવરાવ, ખા–ખવડાવરાવ, બોલ–બોલાવરાવ કે બોલાવડાવ, વગેરે.

કર્મક ને પ્રેરક રૂપ મૂળ ધાતુને પ્રત્યય લગાડવાથી થાય છે, માટે તેને **સાધિત ધાતુ** કહે છે. સાધિત ધાતુના પદચ્છેદમાં મૂળ ધાતુ કહી જે રૂપ થયું હોય તે કહેવું. જેમ 'પાડે છે' નો ધાતુ–પડ ધાતુનું કર્મકરૂપ, 'લખાવ્યું' નો ધાતુ–લખ ધાતુનું પ્રેરકરૂપ, વગેરે.

# પાઠ ૨૧. અર્થ.

**ક્રિયા કરનારની મનોવૃત્તિને ક્રિયાપદના અર્થ કહે છે.** જેમ. હું આવું છું, આવે કે ન આવે, તું આવજે, તમે આવશો.

મુખ્ય અર્થ ત્રણ છે. ૧. **નિશ્ચયાર્થ**, ૨. **સંશયાર્થ**, ૩. **આજ્ઞાર્થ**.

**નિશ્ચયાર્થ**:—કોઈ વસ્તુ થઈ ગઈ, થાય છે, કે થશે એવું જણાવતાં ક્રિયાપદનાં જે રૂપ વપરાય છે તે. જેમ, **હું લખું છું, હું લખું, મેં લખ્યું, તે લખશે, તેણે લખેલું છે, તે લખવાનો છે.**

**સંશયાર્થ**:—ઘણે ભાગે સરત, અટકળ કે શક બતાવે છે; એટલા માટે તે વારંવાર કોઈ બીજી હકીકતની સાથે આવે છે, અને **જો, રખે**, અથવા **એવા અર્થના બીજા શબ્દથી** શરૂ થાય છે, અથવા તે શબ્દનો અધ્યાહાર હોય છે. જેમ, જો તે **આવશે** તો હું **આવીશ**, જો વરસાદ **વરસશે** તો હું નહિ **આવું**, હું **જાત** તો તે **આવત**, પરીક્ષામાં કદાચ મારી મહેનત બર **આવે**, રખે **અટકતા**, હું પુસ્તક **લખતો હોઉં**, મેં તે કામ કર્યું **હશે**. એમાં '**હોઉં**,' '**હશે**'માં સંશયાર્થ છે.

તે છોકરો કામ કરે (નિશ્ચયાર્થ છે); પણ તે છોકરો એ કામ કરે તો સારૂં ફળ મેળવે. એમાં 'કરે' સંશયાર્થ છે.

**આજ્ઞાર્થ**—હુકમ કરવાના કામમાં આવે છે. જેમ, તું **લખ**, તમે **લખો**; તું **બેસજે**, તમે **બેસજો**; છોકરાંએ હંમેશાં નિશાળે **આવવું, જતો ના, ખાતો મા, આવતા નહિ; રમશો ના, દોડીશ મા, ખાતો નહિ**, વગેરે.

આજ્ઞાર્થમાં હુકમ કરવા ઉપરાંત **અરજ, કાલાવાલા, પ્રાર્થના, ઉપદેશ, આશીર્વાદ**, અને **શાપ** એ અર્થનો સમાવેશ થાય છે. જેમ, મારે સારૂ જરૂર એક શાલ **લાવજો** ( અરજ ), ભાઈ કેશવ, મારી એક વાત તું **સાંભળ** (કાલાવાલા), હે ઈશ્વર, તેની જીંદગી **બચાવો** (પ્રાર્થના), ગરીબ માટે નિશાળ **સ્થાપો** ( ઉપદેશ ), તેનું

ભલું થાઓ (આશીર્વાદ), તેનું સત્યાનાશ જજો (શાપ).

☞ અર્થનો નિશ્ચય કરવામાં ક્રિયાપદનાં રૂપ કરતાં તેના અર્થ પર વધારે ધ્યાન આપવું.

## પાઠ ૨૨. કાળ.

કાળઃ—જે વખતમાં ક્રિયા બને, તેને ક્રિયાપદના કાળ કહે છે. વખતના ત્રણ સ્વાભાવિક ભાગ છે, તેથી ક્રિયાપદના કાળના પણ ત્રણ ભાગ છે. ૧. વર્ત્તમાનકાળ,+ ૨. ભૂતકાળ, ૩. ભવિષ્યકાળ.

### વર્ત્તમાનકાળ.

**ક્રિયા ચાલતી હોય, એમ બતાવનાર કાળને વર્ત્તમાનકાળ કહે છે.** જેમ, હું વાંચું, તે વાંચે, વર્ત્તમાનકાળનાં રૂપ નિશ્ચયાર્થ સંશયાર્થ, અને આજ્ઞાર્થમાં વપરાય છે.

### વર્ત્તમાનકાળના પ્રત્યય.

**નિશ્ચયાર્થ.** ( જાતિભેદ નથી. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લો પુરુષ. | ઉં. | ઈએ. |
| ૨ જો પુરુષ. | એ (ય), ઉં. | ઓ. |
| ૩ જો પુરુષ. | એ (ય). | એ (ય). |

**સંશયાર્થ.** (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લો પુરુષ. | ઉં. | ઈએ. |
| ૨ જો પુરુષ. | એ (ય), ઉં. | ઓ. |
| ૩ જો પુરુષ. | એ (ય). | એ (ય). |

**આજ્ઞાર્થ.** (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૨ જો પુરુષ. | પ્રત્યય રહિત. | ઓ. |

+ 'વર્ત્તમાન' અને 'વર્તમાન' બન્ને શુદ્ધ રૂપો છે.

### વિધ્યર્થ વર્ત્તમાન* (પુરુષભેદ નથી).

| | | |
|---|---|---|
| નરજાતિ. | વો. | વા. |
| નારીજાતિ. | વી. | વી. |
| નાન્યતરજાતિ. | વું. | વાં. |

### ભૂતકાળ.

ક્રિયા થઇ ગઈ હોય, એમ બતાવનાર કાળને ભૂતકાળ કહે છે. જેમ, મેં ચોપડી લખી. ભૂતકાળ નિશ્ચયાર્થમાં અને સંશયાર્થમાં વપરાય છે.

### ભૂતકાળના પ્રત્યય.

### નિશ્ચયાર્થ. (પુરુષભેદ નથી).

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | યો. | યા. |
| નારીજાતિ. | ઈ. | ઈ, ઇઓ. |
| નાન્યતરજાતિ. | યું. | યાં. |

નિશ્ચયાર્થ ભૂતકાળનો સાધારણ પ્રત્યય યો, ઈ, યું છે, પણ કેટલાંક ક્રિયાપદનાં રૂપ અનિયમિત રીતે થાય છે; તે નીચે લખ્યાં છે.

| ધાતુ. | ભૂતકાળ. | ધાતુ. | ભૂતકાળ. |
|---|---|---|---|
| હો. | હોતો, હતો. | બેસ. | બેઠો. |
| સૂ. | સૂતો. | કર. | કર્યો, કીધો. |
| ખા. | ખાધો. | મર. | મર્યો, મુઓ—મુવો. |
| જા. | ગયો. | કહે. | કહ્યો, કીધો. |
| પી. | પીધો. | બી. | બીન્યો, બીધો. |
| લે. | લીધો. | દેખ. | દેખ્યો, દીઠો. |
| દે. | દીધો. | ઉપજ. | ઉપજ્યો. ઉપન્યો. |

---

* આ કાળને રા. બ. હરગોવિંદદાસકૃત વ્યાકરણમાં આજ્ઞાર્થ ભવિષ્ય કહ્યો છે.

| | | | |
|---|---|---|---|
| દીસ. | દીઠો. | નિપજ. | નિપજ્યો, નિપન્યો. |
| નાસ. | નાઠો. | ભીજ. | ભીજ્યો, ભીન્યો. |
| પેસ. | પેઠો. | સંતા. | સંતાયો, સંતાણો. |

ણો પ્રત્યય કવિતામાં અને કાઠિયાવાડમાં બહુ વપરાય છે, તેમાં વળી કર્ત્તરિ રચના કરતાં કર્મણિ ને ભાવે રચનામાં બહુ વપરાય છે. જેમ, લખાણો, અવાણું, ૪૦.

**સંશયાર્થ ભૂતકાળઃ**—ત્રણે પુરૂષ, ત્રણે જાતિ, ને બન્ને વચનમાં 'ત' પ્રત્યય ધાતુને લાગે છે.

**ગયા વખતમાં ક્રિયા ચાલતી હતી એમ બતાવનાર કાળને ચાલુ ભૂતકાળ કહે છે.** જેમ, આ છોકરો નિશાળે ભણતો ત્યારે ચોરી કરતો, ને માર ખાતો.

**ચાલુ ભૂતકાળ.+**

**નિશ્ચયાર્થ.** ( પુરુષભેદ નથી. )

| | | |
|---|---|---|
| નરજાતિ. | તો. | તા. |
| નારીજાતિ. | તી. | તી. |
| નાન્યતરજાતિ. | તું. | તાં. |

**ભવિષ્યકાળ.**

**ક્રિયા થવાની હોય, એમ બતાવનાર કાળને ભવિષ્યકાળ કહે છે.** જેમ હું ચોપડી લખીશ. ભવિષ્યકાળ નિશ્ચયાર્થ, સંશયાર્થ ને આજ્ઞાર્થમાં વપરાય છે.

**ભવિષ્યકાળના પ્રત્યય.**

**નિશ્ચયાર્થ.** (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧ લો પુરુષ. | ઇશ. | ઇશું. |

+આ કાળને હોપકૃત વ્યાકરણમાં અનિયમિત ભૂતકાળ કહ્યો છે.

| | | |
|---|---|---|
| ૨ જો પુરુષ. | શે, ઈશ. | શો. |
| ૩ જો પુરુષ. | શે. | શે. |

સંશયાર્થ. (જાતિભેદ નથી).

| | | |
|---|---|---|
| ૧ લો પુરુષ. | ઈશ. | ઈશું. |
| ૨ જો પુરુષ. | શે, ઈશ. | શો. |
| ૩ જો પુરુષ. | શે. | શે. |

આજ્ઞાર્થ. ( જાતિભેદ નથી. )

| | | |
|---|---|---|
| ૨ જો પુરુષ. | જે. | જો. |

# પાઠ ૨૩. ક્રિયાપદનાં રૂપાખ્યાન.

'પડ' મૂળ ધાતુનાં રૂપાખ્યાન.

## વર્ત્તમાનકાળ.

### નિશ્ચયાર્થ. (જાતિભેદ નથી.)

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પહેલો પુરુષ. હું પડું. | અમે પડીએ. |
| બીજો પુરુષ. તું પડે, પડું. | તમે પડો. |
| ત્રીજો પુરુષ. તે પડે. | તેઓ પડે. |

સરળતા ખાતર નિશ્ચયાર્થ દ્વિત્વવર્ત્તમાનકાળનાં રૂપને આ ધોરણમાં વર્ત્તમાનકાળમાં લેવરાવવાં. જેમ—

| | |
|---|---|
| પે. પુ. હું પડું છું. | અમે પડીએ છીએ. |
| બી. પુ. તું પડે છે, પડું છું. | તમે પડો છો. |
| ત્રી. પુ. તે પડે છે. | તેઓ પડે છે. |

### સંશયાર્થ. (જાતિભેદ નથી.)

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પહેલો પુરુષ. (જો) હું પડું. | (જો) અમે પડીએ. |

બીજો પુરુષ. (જો) તું પડે, પડું. (જો) તમે પડો.
ત્રીજો પુરુષ. (જો) તે પડે. (જો) તેઓ પડે.

**આજ્ઞાર્થ.** ( જાતિભેદ નથી. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| બીજો પુરુષ. | તું પડ. | તમે પડો. |

**વિધ્યર્થ વર્ત્તમાન.** ( પુરુષભેદ નથી. )—નાન્યતરજાતિ—પડવું.

**ભૂતકાળ.**

**નિશ્ચયાર્થ.** (પુરુષભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | પડયો. | પડયા. |
| નારીજાતિ. | પડી. | પડી, પડીઓ. |
| નાન્યતરજાતિ. | પડયું. | પડયાં. |

**સંશયાર્થ.** પડત એ રૂપ બધે ઠેકાણે ચાલે છે.

**ચાલુ ભૂતકાળ.**

**નિશ્ચયાર્થ.** (પુરુષભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | પડતો. | પડતા. |
| નારીજાતિ. | પડતી. | પડતી. |
| નાન્યતરજાતિ. | પડતું. | પડતાં. |

**ભવિષ્યકાળ.**

**નિશ્ચયાર્થ.** (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | હું પડીશ. | અમે પડીશું. |
| બીજો પુરુષ. | તું પડશે, પડીશ. | તમે પડશો. |
| ત્રીજો પુરુષ. | તે પડશે. | તેઓ પડશે. |

### સંશયાર્થ. (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પેહેલો પુરુષ. | (જો) હું પડીશ. | (જો) અમે પડીશું. |
| બીજો પુરુષ | (જો) તું પડશે, પડીશ. | (જો) તમે પડશો. |
| ત્રીજો પુરુષ. | (જો) તે પડશે. | (જો) તેઓ પડશે. |

### આજ્ઞાર્થ. ( જાતિભેદ નથી. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| બીજો પુરુષ. | તું પડજે. | તમે પડજો. |

## 'પાડ' (કર્મકરૂપ) સાધિત ધાતુનાં રૂપાખ્યાન.

### વર્ત્તમાનકાળ.

### નિશ્ચયાર્થ. (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | હું પાડું. | અમે પાડીએ. |
| બીજો પુરુષ. | તું પાડે, પાડું. | તમે પાડો. |
| ત્રીજો પુરુષ. | તે પાડે. | તેઓ પાડે. |

અથવા

| | | |
|---|---|---|
| પે. પુ. | હું પાડું છું. | અમે પાડીએ છીએ. |
| બી. પુ. | તું પાડે છે, પાડું છું. | તમે પાડો છો. |
| ત્રી. પુ. | તે પાડે છે. | તેઓ પાડે છે. |

### સંશયાર્થ. (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | (જો) હું પાડું. | (જો) અમે પાડીએ. |
| બીજો પુરુષ. | (જો) તું પાડે, પાડું. | (જો) તમે પાડો. |
| ત્રીજો પુરુષ. | (જો) તે પાડે. | (જો) તેઓ પાડે. |

### આજ્ઞાર્થ. (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| બીજો પુરુષ. | તું પાડ. | તમે પાડો. |

## વિધ્યર્થ વર્ત્તમાન. (પુરુષભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | પાડવો. | પાડવા. |
| નારીજાતિ. | પાડવી. | પાડવી. |
| નાન્યતરજાતિ. | પાડવું. | પાડવાં. |

## ભૂતકાળ.

### નિશ્ચયાર્થ. (પુરુષભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | પાડયો. | પાડયા. |
| નારીજાતિ. | પાડી. | પાડી. |
| નાન્યતરજાતિ. | પાડયું. | પાડયાં. |

**સંશયાર્થ:**—પાડત. એ રૂપ બધે ઠેકાણે ચાલે છે.

## ચાલુ ભૂતકાળ.

### નિશ્ચયાર્થ. (પુરુષભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | પાડતો. | પાડતા. |
| નારીજાતિ. | પાડતી. | પાડતી. |
| નાન્યતરજાતિ. | પાડતું. | પાડતાં. |

## ભવિષ્યકાળ.

### નિશ્ચયાર્થ. (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | હું પાડીશ. | અમે પાડીશું. |
| બીજો પુરુષ. | તું પાડશે, પાડીશ. | તમે પાડશો. |
| ત્રીજો પુરુષ. | તે પાડશે. | તેઓ પાડશે. |

### સંશયાર્થ. (જાતિભેદ નથી.)

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | (જો) હું પાડીશ. | (જો) અમે પાડીશું. |

બીજો પુરુષ. (જો) તું પાડશે, પાડીશ. (જો) તમે પાડશો.
ત્રીજો પુરુષ. (જો) તે પાડશે. (જો) તેઓ પાડશે.

આજ્ઞાર્થ. (જાતિભેદ નથી.)

| એકવચન. | બહુવચન. |
|---|---|
| બીજો પુરુષ. તું પાડજે. | તમે પાડજો. |

પડાવ ( પ્રેરકરૂપ ), પડાવરાવ. ( દ્વિત્વ પ્રેરકરૂપ ) સાધિત ધાતુનાં રૂપ 'પાડ' સાધિત ધાતુ પ્રમાણેજ થાય છે.

અપૂર્ણ ક્રિયાપદ—જે ક્રિયાપદને બધા કાળ લાગતા નથી, તે અપૂર્ણ ક્રિયાપદ કહેવાય છે. જેમ, છે, હો, જોઇએ, ઉભો.

'છ' ધાતુનાં રૂપો.

વર્ત્તમાનકાળ.

નર, નારી, નાન્યતરજાતિ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પહેલો પુરુષ. હું છું. | અમે છીએ. |
| બીજો પુરુષ. તું છે. | તમે છો. |
| ત્રીજો પુરુષ. તે છે. | તેઓ છે. |

'છ' ધાતુના વર્ત્તમાનકાળ સિવાય બીજા કાળમાં રૂપ થતાં નથી, બીજા કાળોમાં 'છ' ને બદલે 'હો' ધાતુનાં રૂપ વપરાય છે.

'હો' મૂળ ધાતુનાં રૂપાખ્યાન.

વર્ત્તમાનકાળ.

નિશ્ચયાર્થમાં 'છ' મૂળ ધાતુનાં રૂપ વપરાય છે.

સંશયાર્થ. (જાતિભેદ નથી.)

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પહેલો પુરુષ. (જો) હું હોઉં. | (જો) અમે હોઇએ. |
| બીજો પુરુષ. (જો) તું હોય, હોઉં. | (જો) તમે હો. |
| ત્રીજો પુરુષ. (જો) તે હોય. | (જો) તેઓ હોય. |

અથવા

| | |
|---|---|
| પે. પુ. હું હોઉં છું. | અમે હોઈએ છીએ. |
| બી. પુ. તું હોય છે, હોઉં છું. | તમે હો છો. |
| ત્રી. પુ. તે હોય છે. | તેઓ હોય છે. |

### ભૂતકાળ.

#### નિશ્ચયાર્થ. (પુરુષભેદ નથી).

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | હતો. | હતા. |
| નારીજાતિ. | હતી. | હતી. |
| નાન્યતરજાતિ. | હતું. | હતાં. |

**સંશયાર્થ.**—હોત. એ રૂપ બધે ઠેકાણે ચાલે છે.

### ભવિષ્યકાળ.

#### નિશ્ચયાર્થ. ( જાતિભેદ નથી. )

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પહેલો પુરુષ. હું હોઇશ. | અમે હોઈશું. |
| બીજો પુરુષ. તું હશે, હઈશ, હોઇશ. | તમે હશો. |
| ત્રીજો પુરુષ. તે હસે. | તેઓ હશે. |

#### સંશયાર્થ. (જાતિભેદ નથી.)

| એકવચન. | બહુવચન. |
|---|---|
| પહેલો પુરુષ (જો) હું હોઇશ. | (જો) અમે હઈશું. |
| બીજો પુરુષ. (જો) તું હશે, હઈશ, હોઈશ. | (જો) તમે હશો. |
| ત્રીજો પુરુષ. (જો) તે હશે. | (જો) તેઓ હશે. |

### 'જોઇએ'નાં રૂપ. ધાતુ જો.

| | નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
|---|---|---|
| વર્ત્તમાનકાળ. | જોઇએ. | જોઇએ. |
| ભૂતકાળ. | ... | જોત (જોઈઅત). |
| ભવિષ્યકાળ. | જોઇશે. | જોઇશે. |

**ઉભ** ધાતુનાં કૃદંત ભૂતકાળમાં ઉભો, ઉભી, ઉભું, ઉભા, ઉભાં, અને વિશેષ ભૂતકાળમાં ઉભેલો, ઉભેલી, ઉભેલું, ઉભેલા, ઉભેલાં, એવાં રૂપ થાય છે. બીજા કાળમાં એનાં રૂપ થતાં નથી.

**ટીપ:**—'છ' અને 'હો' ધાતુનાં ક્રિયાપદ મિશ્રકાળ બનાવવાને કામ લાગે છે. એ સંબંધી વિવેચન છઠ્ઠા ધોરણમાં આવશે. આ ધોરણમાં તો ક્રિયા ચાલતી છે, થઈ ગઈ છે કે થવાની છે; એ પરથી ક્રિયાપદના કાળ કહેવરાવવા.

'પાડે છે' આ રૂપ ક્રિયા ચાલુ છે એમ બતાવે છે, માટે આ ક્રિયા **વર્ત્તમાનકાળની** કહેવાય.

'પાડયો હતો'. 'પાડેલો હતો', 'પાડતો હતો, એ રૂપો થઈ ગયેલી ક્રિયા બતાવે છે, માટે આ ક્રિયા **ભૂતકાળની** કહેવાય.

'પાડવું છે', 'પાડવાનો છે', 'પાડનાર છે', એ રૂપો હવે પછી થવાની ક્રિયા બતાવે છે, માટે આ ક્રિયા **ભવિષ્યકાળની** કહેવાય.

---

## પાઠ ૨૪. ક્રિયાનાથ.

**ક્રિયાનાથ:**—ક્રિયાપદનાં જાતિવચન કે પુરુષવચન જે શબ્દ પ્રમાણે બદલાય છે તેનું નામ ક્રિયાનાથ. જેમ, છોકરો આવ્યો, **છોકરી** આવી, છોકરૂં આવ્યું, છોકરા આવ્યા, છોકરાં આવ્યાં. આમાં આવ્યો, આવી, આવ્યું, આવ્યા, અને આવ્યાં ક્રિયાપદનો ક્રિયાનાથ અનુક્રમે છોકરો, છોકરી, છોકરૂં, છોકરા, ને છોકરાં છે; કેમકે તેનાં જાતિવચન ક્રિયાપદને લાગેલાં છે. **હું** જાઉં છું, **અમે** જઈએ છીએ, **તું** જાય છે, **તમે** જાઓ છો, **તે** જાય છે, **તેઓ** જાય છે. આમાં જાઉં છું, જઈએ છીએ, જાય છે, જાઓ છો, જાય છે, અને જાય છે ક્રિયાપદનો ક્રિયાનાથ અનુક્રમે હું, અમે, તું, તમે, તે, અને તેઓ છે; કેમકે તેનાં પુરુષવચન ક્રિયાપદને લાગેલાં છે-

**કર્ત્તા કર્મ એકજ જાતિવચનમાં હોય, ત્યારે ક્રિયાનાથ નક્કી કરવા વિષે:**—તે વખતે કર્ત્તા કર્મને બદલી જોવાં, ને જેના પ્રમાણે ક્રિયાપદ ફરે તે ક્રિયાનાથ છે એમ જાણવું. જેમ, છોકરો લાડુ જમતો. આ વાક્યમાં કર્ત્તા ક્રિયાનાથ છે, કેમકે છોકરાને બદલે છોકરી મૂકીએ તો છોકરી લાડુ જમતી થાય.

જ્યારે નામ ક્રિયાનાથ હોય છે, ત્યારે ક્રિયાપદ ત્રીજા પુરુષમ જાય છે; કેમકે સઘળાં નામ ત્રીજા પુરુષમાં છે. જેમ, છોકરો જાય છે. એમ 'જાય છે' ત્રીજા પુરુષમાં છે. એમાં છોકરાને ઠેકાણે 'હું" મૂકીએ, તો જાઉં છું થાય; માટે છોકરો ક્રિયાનાથ છે.

---

## પાઠ ૨૫. પ્રયોગ.

**પ્રયોગ:**—પ્રયોગ શબ્દનો અર્થ વપરાશ છે. ક્રિયાપદનો પ્રયોગ એટલે તેનું કર્ત્તાના, કર્મના, કે ભાવના ( ક્રિયાના ) અર્થમાં વપરાવું. આ પરથી પ્રયોગ ત્રણ છે. ૧. **કર્ત્તરિ**, ૨. **કર્મણિ**, **ભાવેપ્રયોગ.**

**કર્ત્તરિ પ્રયોગ:**—કર્ત્તા ક્રિયાનાથ હોય એટલે કર્ત્તાનાં જાતિ-વચન કે પુરુષવચન ક્રિયાપદને લાગે, ત્યારે ક્રિયાપદનો પ્રયોગ કર્ત્તરિ કહેવાય છે. જેમ, હું **જાઉંછું**, તે **આવે છે**, તમે ચોપડી **લખો છો**, હું પાઠ **વાંચીશ**, તમે જશો, મગન વાત કરાવે છે, અહિં ક્રિયાપદનાં વપરાએલાં રૂપો કર્ત્તાનો બોધ કરે છે, માટે ક્રિયાપદનો પ્રયોગ કર્ત્તરિ કહેવાય.

**કર્ત્તરિ પ્રયોગ ક્યારે થાય તે વિષે:**—( ૧ ). અકર્મક કે સકર્મક ક્રિયાપદમાં કર્ત્તા **નિર્દેશાર્થે પહેલી વિભક્તિમાં** હોય છે; ત્યારે કર્ત્તા ક્રિયાનાથ થઈ ક્રિયાપદ કર્ત્તરિ પ્રયોગમાં આવે છે. જેમ, તે જાય છે, હું પાઠ વાંચુંછું, તું યશ મેળવીશ, હું દાખલા લખાવું છું, વગેરે.

(૨). અકર્મક ક્રિયાપદ વિધ્યર્થ વર્ત્તમાનકાળ સિવાય, અને

સકર્મક ક્રિયાપદ વિધ્યર્થ વર્ત્તમાન ને ભૂતકાળ સિવાય બધા કાળમાં કર્ત્તરિ પ્રયોગમાં હોય છે.

**કર્મણિપ્રયોગઃ**—કર્મ ક્રિયાનાથ હોય એટલે કર્મનાં જાતિવચન કે પુરુષવચન ક્રિયાપદને લાગે, ત્યારે ક્રિયાપદનો પ્રયોગ કર્મણિ કહેવાય છે. જેમ, છોકરીએ પાઠ **વાંચ્યો**, તેણે કાગળ **લખ્યો**, રાજાએ દાન **આપવું**, ગંગાએ મગનને **બોલાવ્યો**, ભગુએ ગંગાને **હસાવી**, મારાથી પુસ્તક **લખાયું**, મારાથી કામ **કરાશે.** અહિં વપરાએલાં બધાં ક્રિયાપદોનાં રૂપો કર્મનો બોધ કરે છે, માટે ક્રિયાપદોનો પ્રયોગ કર્મણિ કહેવાય.

**કર્મણિ પ્રયોગ ક્યારે થાય તે વિષે**—(૧). સકર્મક ક્રિયાપદમાં કર્ત્તા **ત્રીજી વિભક્તિ** હોય છે, ત્યારે કર્મ ક્રિયાનાથ થઇ ક્રિયાપદ કર્મણિપ્રયોગમાં આવે છે. જેમ, તેણે સ્લેટ ફોડી, મેં ચોરને માર્યો, મેં દાખલા લખાવ્યા, વગેરે. કોઇ વખત **ચોથી વિભક્તિમાં** કર્ત્તા હોય છે, જેમ અકબરને લડાઈ કરવી પડી. આ વાક્યોમાં ખરી રીતે જોઇએ તો કર્મ–સ્લેટ, દાખલા, અને લડાઈ–નિર્દેશવાચક પહેલી વિભક્તિમાં છે, પણ 'ચોરને' બીજી વિભક્તિમાં છે; માટે 'સ્લેટ', 'ચોરને' 'દાખલા' અને 'લડાઇ'ની **બીજી વિભક્તિમાં** ગણવી ઠીક પડશે.

(૨). સકર્મક ક્રિયાપદમાં જ્યારે કર્ત્તા **પાંચમી વિભક્તિમાં** આવે છે, ત્યારે પણ કર્મ ક્રિયાનાથ થઈ ક્રિયાપદ કર્મણિપ્રયોગમાં આવે છે. જેમ, મારાથી વાત કરાય, તારાથી વાત કરાઈ.* તેનાથી વાત

---

* 'તારાથી વાત કરાઈ' ને બદલે તારાથી વાત બની (થઇ) કોઈક પ્રસંગે વપરાય છે, તેવે ઠેકાણે 'બની', 'થઈ' અકર્મક ક્રિયાપદ છે; માટે 'વાત' કર્ત્તા લેઈ 'તારાથી' ની **કરણાર્થે પાંચમી વિભક્તિ** લેવરાવવી. કેટલીક વખત 'મારાથી પાઠ કરાય છે' ને બદલે 'મારાથી પાઠ કરવામાં આવે છે' (બધાં કર્મણિવાચ્ય ક્રિયાપદો એમ વાપરી શકાય. લવાયું=લાવવામાં આવ્યું) વપરાય છે. એવે પ્રસંગે 'કરવામાં આવે છે' એને 'કરાય છે' જેવું ગણી પદચ્છેદ કરવું.

કરાશે; મારાથી કામ કરાવાયું. આ વખતે કર્મ **નિર્દેશવાચક પહેલી વિભક્તિમાં** આવે છે, કેમકે એ કર્મ, ક્રિયાથી ઉક્ત–કહેવાએલું–હોય છે. આવાં વાક્યોમાં હંમેશાં મૂળધાતુને કાળના પ્રત્યય ન લાગતાં ધાતુને છેડે 'આ' કે 'વા' વધી પછી તેને કાળના પ્રત્યય લાગે છે.

(૩). સકર્મક ક્રિયાપદનો વિધ્યર્થ વર્ત્તમાન અને ભૂતકાળ સિવાય બીજા કોઇ પણ કાળમાં કર્મણિપ્રયોગ થતો નથી. જેમ, મેં પાઠ વાંચ્યો, તેણે કામ કરવું.

**અપવાદ:**—**અ.** કેટલાક સકર્મક ધાતુનાં ક્રિયાપદનો કર્ત્તા ભૂતકાળે ત્રીજી વિભક્તિમાં ન આવતાં પહેલી વિભક્તિમાં રહે છે, તેથી તેમાં ક્રિયાપદો ભૂતકાળે કર્ત્તરિપ્રયોગમાં આવે છે. ઉદાહરણ–અડ, અડક, ચૂક, જમ, પામ, બોલ, ભણ, લાવ, વળગ, શીખ, સમજ, ધાવ, બબડ, મળ, વદ, વિસર, ઇત્યાદિ. જેમ, હું વાત ચૂક્યો, છોકરો રોટલી જમ્યો.

**બ.** કેટલાક સકર્મક ધાતુનાં ક્રિયાપદનો કર્ત્તા ભૂતકાળે પહેલી અગર ત્રીજી વિભક્તિમાં આવે છે, તેથી એમાં ક્રિયાપદનો કર્ત્તા પહેલી વિભક્તિમાં હોય તો કર્ત્તરિ, ને ત્રીજી વિભક્તિમાં હોય તો કર્મણિપ્રયોગ થાય. ઉદાહરણ—આચર, કરડ, જીત, ડશ, તજ, પરણ, ભાખ, ભૂલ, રમ, સાંખ, હાર, ઇત્યાદિ. જેમ, હું વાત આચર્યો (કર્ત્તરિ), સાપે ગંગાને કરડી (કર્મણિ).

**ભાવે પ્રયોગ:**—કર્ત્તા અથવા કર્મ ક્રિયાનાથ ન હોય પણ ક્રિયાપદનો ભાવ ક્રિયાનાથ હોય, એટલે કર્ત્તા અથવા કર્મનાં પુરુષ, જાતિ, વચન ક્રિયાપદને ન લાગે પણ ક્રિયાપદના ભાવ (ક્રિયા) નાં પુરુષ, જાતિ, વચન ક્રિયાપદને લાગે; ત્યારે ક્રિયાપદનો પ્રયોગ ભાવે કહેવાય છે. જેમ છોકરાથી **અવાયું** (આવવાનું કે આવવું થયું), મારાથી **અવાશે**, છોકરાએ ત્યાં **આવવું**, મારે ત્યાં **જવું**, પેટમાં **દુખે છે**, **મને ગમે છે**, તમને **ગમતું નથી**, આ બધાં ક્રિયાપદોનાં રૂપો

પરથી કર્ત્તા કે કર્મનો બોધ થતો નથી, માત્ર ક્રિયાનો બોધ થાય છે માટે ક્રિયાપદોનો પ્રયોગ ભાવે કહેવાય. ક્રિયાનો ભાવ ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચનમાં હોય છે.

**ભાવે પ્રયોગ ક્યારે થાય તે વિષે:**—(૧). અકર્મક ક્રિયાપદમાં મૂળનો કર્ત્તા પાંચમી વિભક્તિમાં આવે છે, ત્યારે ક્રિયાપદનો ક્રિયાનાથ ભાવ થઇ ક્રિયાપદ ભાવે પ્રયોગમાં આવે છે. જેમ, છોકરાથી દોડાયું, મારાથી અવાય છે. આવાં વાક્યોમાં હમેશાં મૂળ ધાતુને કાળના પ્રત્યય ન લાગતાં ધાતુને છેડે **'આ'** કે **'વા'** વધી પછી તેને કાળના પ્રત્યય લાગે છે.

(૨). અકર્મક ક્રિયાપદનો કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય છે, ત્યારે ક્રિયાપદ ભાવે પ્રયોગમાં આવે છે. તે વખતે ક્રિયાપદ વિધ્યર્થ વર્ત્તમાનકાળમાં હોય છે. જેમ, છોકરે આવવું. કોઈ વખત ચોથી વિભક્તિમાં કર્ત્તા હોય છે. જેમ, મગનને જવું છે, તેને તજવું પડયું.

(૩). કેટલાંક અકર્મક ક્રિયાપદને કર્ત્તા હોતો નથી, ત્યારે તે **ભાવકર્તૃક** ક્રિયાપદ કહેવાય છે. એવે પ્રસંગે ક્રિયાનો ભાવ કર્ત્તા માનવામાં આવે છે. જેમ, પેટમાં દુખે છે, મને રાજકોટમાં ગમે છે, ધણીધણીઆણીને બને છે. આવા ક્રિયાપદના પદચ્છેદમાં ભાવ કર્ત્તા કહી ભાવે પ્રયોગ કહેવો. કેટલેક પ્રસંગે આવાં ક્રિયાપદોમાં કર્ત્તા સ્પષ્ટ જણાય છે, ત્યારે પદચ્છેદમાં ભાવ કર્ત્તા કહેવાની જરૂર નથી. જેમ, પેટમાં **ગાંઠ** દુખે છે, મને આ **ચોપડી** ગમે છે, માઠો **બનાવ** બન્યો.

**મનોયત્ન ૩.**

નીચેનાં વાક્યોમાં **ક્રિયાપદોનો પ્રયોગ** અને **ક્રિયાનાથની વિભક્તિ** કારણ સાથે કહો.

૧. મગન દોડે છે—મગનથી દોડાય છે.

૨. હું ઝાડે ચઢયો—મારાથી ઝાડે ચઢાયું.

૩. તે આવશે—તેનાથી અવાશે.

૪. મગન પાઠ વાંચે છે—મગનથી પાઠ વંચાય છે.
૫. છોટુ દાખલો ગણે છે—છોટુથી દાખલો ગણાય છે.
૬. મગન રોટલી જમ્યો—મગનથી રોટલી જમાઈ.
૭. હું તેને બે બોલ બોલ્યો—મારાથી તેને બે બોલ બોલાયા.
૮. મેં દવા પીધી—મારાથી દવા પીવાઈ.
૯. ચંડાળે વેપારીને કપડું વેચ્યું-ચંડાળથી વેપારીને કપડું વેચાયું.
૧૦. તેણે મને પાણી પાયુ—તેનાથી મને પાણી પવાયું.
૧૧. તેં મને ગુણ કર્યો છે-તારાથી મને ગુણ કરાયો છે.
૧૨. મજુરે ઝાડ પાડયું-મજુરથી ઝાડ પડાયું.
૧૩. છગને મનસુખને દાખલો શીખવ્યો—છગનથી મનસુખને દાખલો શીખવાયો.
૧૪. અમે આંક લખાવીએ છીએ—અમારાથી આંક લખાવાય છે.
૧૫. શિક્ષકે છોકરાંને નવી ચોપડી મંડાવી—શિક્ષકથી છોકરાંને નવી ચોપડી મંડાવાઈ.
૧૬. તેણે ભીંત પડાવરાવી—તેનાથી ભીંત પડાવરાવાઇ.

ટીપઃ—મૂળભેદ (કર્ત્તા, નિર્દેશાર્થે પહેલી વિભક્તિમાં, કે ત્રીજી વિભક્તિમાં હોય ત્યારે ક્રિયાપદનું રૂપ હોય તે), સહ્યભેદ (કર્ત્તા પાંચમીમાં હોય ત્યારે ક્રિયાપદનું રૂપ હોય તે કર્મણિ કે ભાવવાચ્યરૂપ) એ પ્રમાણે ક્રિયાપદના ભેદ પાડવા જરૂર નથી. જેમ, 'કર્મક' અને 'પ્રેરક' રૂપ ધાતુનો પ્રકાર-સાધિત ધાતુ—છે, તેમ મૂળભેદ અને સહ્યભેદ એ પણ ધાતુનો પ્રકાર છે.મૂળભેદમાં મૂળ કે સાધિત ધાતુને કાળના પ્રત્યય લાગે છે, અને સહ્યભેદમાં મૂળ કે સાધિત ધાતુને છેડે 'આ' કે 'વા' વધી પછી તેને કાળના પ્રત્યય લાગે છે, એટલે 'ભેદ' શબ્દ ધાતુનાજ પ્રકારના અર્થમાં સમજવાનો છે. મૂળ અને સાધિત ધાતુમાં કર્ત્તરિ, કર્મણિ, અને ભાવે એવા ત્રણ અર્થ છે. 'હું ચોપડી લખું છું', 'મેં ચોપડી લખી' કે 'મારાથી ચોપડી લખાઈ,' "મારાથી ગામ જવાય છે.' એ મૂળધાતુનાં અનુક્રમે કર્ત્તરિ, કર્મણિ,

અને ભાવે રૂપો છે. 'હું ચોપડી લખાવું છું,' 'મેં ચોપડી લખાવી' કે 'મારાથી ચોપડી લખાવાઇ', 'મારાથી ઘોડાને દોડાવાયું નહિ.' એ અનુક્રમે સાધિત ધાતુનાં કર્ત્તરિ, કર્મણિ, અને ભાવે રૂપો છે.

---

## પાઠ ૨૬. શુદ્ધ કાળનાં ક્રિયાપદોનું પદચ્છેદ.

**શુદ્ધકાળના ક્રિયાપદના** પદચ્છેદમાં પ્રથમ કર્ત્તા, કર્મ ( હોય તો) કહી ક્રિયાપદની જાત, પછી ધાતુ, રૂપ (હોય તો), અર્થ, કાળ, **ક્રિયાનાથ** કહી તેનાં પુરુષ, જાતિ, વચન, અને છેવટે પ્રયોગ કહેવો.

ઉદાહરણ—

૧. તે છોકરો ગામ જાય.

**'જાય':**—કર્ત્તા તે છોકરો, કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, જા ધાતુ, આજ્ઞાર્થ, વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કર્ત્તા 'તે છોકરો', ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, અકર્મક કર્ત્તરિપ્રયોગ.

૨. તે ત્યાં છે.

**'છે':**—કર્ત્તા તે, કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, છ ધાતુ, નિશ્ચયાર્થ, વર્ત્તમામકાળ, ક્રિયાનાથ કર્ત્તા 'તે,' ત્રીજો પુરુષ, એકવચન, અકર્મક કર્ત્તરિપ્રયોગ.

૩. લલ્લુ, નકશો ચીતર.

**'ચીતર':**—કર્ત્તા તું (અધ્યાહાર), કર્મ નકશો માટે સકર્મક ક્રિયાપદ, ચીતર ધાતુ, આજ્ઞાર્થ, વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કર્ત્તા તું, બીજો પુરુષ, નરજાતિ, એકવચન, સકર્મક કર્ત્તરિપ્રયોગ.

૪. માવજીએ બાવળ પાડયો.

**'પાડયો':**—કર્ત્તા માવજીએ, કર્મ બાવળ માટે સકર્મક ક્રિયાપદ,

મડ ધાતુનું કર્મકરૂપ, નિશ્ચયાર્થ, ભૂતકાળ, ક્રિયાનાથ કર્મ બાવળ, ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

૫. લલ્લુએ લખીને પૂછાવ્યું.

'પૂછાવ્યું':--કર્ત્તા લલ્લુએ, કર્મ પૂછવાનું (આગલું વાક્ય) માટે સકર્મક ક્રિયાપદ. પૂછ ધાતુનું પ્રેરકરૂપ, નિશ્ચયાર્થ, ભૂતકાળ, ક્રિયાનાથ કર્મ પૂછવાનું, ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

૬. ભગુ ચાર આંક શીખ્યો.

'શીખ્યો':--કર્ત્તા ભગુ, કર્મ આંક, માટે સકર્મક ક્રિયાપદ, શીખ ધાતુ, નિશ્ચયાર્થ, ભૂતકાળ, ક્રિયાનાથ કર્ત્તા ભગુ, ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, સકર્મક કર્ત્તરિપ્રયોગ.

૭. મારાથી બેસાયું.

'બેસાયું':--કર્ત્તા મારાથી, કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ, બેસ ધાતુ, નિશ્ચયાર્થ, ભૂતકાળ, ક્રિયાનાથ ભાવ, ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, ભાવે પ્રયોગ.

૮. છોકરાંએ હમેશાં નિશાળે આવવું.

'આવવું':--કર્ત્તા છોકરાંએ, કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ, આવ ધાતુ, આજ્ઞાર્થ, વિધ્યર્થ વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ ભાવ, ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, ભાવે પ્રયોગ.

૯. તેને બનશે.

'બનશે':--કર્ત્તા ક્રિયાનો ભાવ, કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ, બન ધાતુ, નિશ્ચયાર્થ, ભવિષ્યકાળ, ક્રિયાનાથ ભાવ, ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, ભાવે પ્રયોગ.

૧૦. તેનાથી આ હિસાબ નહિ ગણાય.

'ગણાય':--કર્ત્તા તેનાથી, કર્મ હિસાબ, માટે સકર્મક ક્રિયાપદ,

ગણ ધાતુ, નિશ્ચયાર્થ, વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કર્મ હિસાબ, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

૧૧. મેં ત્રણ દાખલા ગણાવરાવ્યા.

'ગણાવરાવ્યા':--કર્ત્તા મેં, કર્મ દાખલા,માટે સકર્મક ક્રિયાપદ, ગણ ધાતુનું દ્વિત્વ પ્રેરકરૂપ, નિશ્ચયાર્થ, ભૂતકાળ, ક્રિયાનાથ કર્મ દાખલા, ત્રીજો પુરુષ, નરજાતિ, બહુવચન, કર્મણિપ્રયોગ.

૧૨. તમે મને રજા આપો.

'આપો':--કર્ત્તા તમે, કર્મ રજા, માટે સકર્મક ક્રિયાપદ,આપ ધાતુ, આજ્ઞાર્થ, વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કર્ત્તા તમે, બીજો પુરુષ, બહુવચન, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

૧૩. જ્યારે તમે આવશો ત્યારે હું જઈશ.

'આવશો':--કર્ત્તા તમે, કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ, આવ ધાતુ, નિશ્ચયાર્થ, ભવિષ્યકાળ, ક્રિયાનાથ કર્ત્તા તમે, બીજો પુરુષ, બહુવચન, અકર્મક કર્ત્તરિપ્રયોગ.

---

## પાઠ ૨૭. વાક્યપૃથક્કરણ.

(વિભક્તિનો ઉપયોગ.)

૧. **સંબોધનાર્થે આવેલું નામ** વાક્યમાં કોઈ પણ શબ્દ સાથે સંબંધ રાખતું નથી, માટે વાક્યપૃથક્કરણમાં તે નામ છોડી દેવું.

૨. **છઠ્ઠી વિભક્તિવાળાં નામ** વિશેષણની પેઠે વપરાય છે, માટે તે કર્ત્તા અને ક્રિયાપૂરક શબ્દનો વધારો થઈ શકે. જેમ, **છોકરાની** સ્લેટ ફૂટી, **મારૂં** અંગરખું કાપ્યું, તેણે **મગનની** ચોપડી ખરીદી, ચીનાઓએ **છાપવાની** કળા શોધી.

૩. **છઠ્ઠી વિભક્તિવાળું નામ અને વિશેષણ બેઉ સાથે, કર્ત્તા** અને ક્રિયાપૂરકનો વધારો થઈ શકે. જેમ **ગુજરાતના મોટા** રાજાએ **કાશીના વિદ્વાન્** બ્રાહ્મણોને તેડાવ્યા.

૪. કર્મણિ રચનામાં દ્વિકર્મી ક્રિયાપદોનો કર્ત્તા જ્યારે પાંચમી વિભક્તિમાં આવે છે, ત્યારે ગૌણકર્મ એમનું એમ કાયમ રહે છે, અને પ્રધાનકર્મ નિર્દેશાર્થે પહેલી વિભક્તિમાં આવે છે. જેમ, રાજાથી બ્રાહ્મણને દાન અપાય છે, મારાથી તેને વાત જણાવાઈ. આ વાક્યોમાં **'રાજાથી'** અને **'મારાથી'** કર્ત્તાર્થે પાંચમી વિભક્તિમાં છે. અને **'દાન'** તથા **'વાત'** પ્રધાન કર્માર્થે નિર્દેશવાચક પહેલી વિભક્તિમાં છે.

૫. વાક્યમાં બહુધા ઉદ્દેશ્ય જ **કર્ત્તા** હોય છે, પણ કર્મણિ રચનામાં કર્ત્તા પાંચમી વિભક્તિમાં હોય છે ત્યારે **કર્મ** ઉદ્દેશ્ય થાય છે. સબબ વાક્યપૃથક્કરણમાં કર્ત્તાને બદલે ઉદ્દેશ્ય શબ્દ વાપરવો ઉચિત છે. જેમ, મારાથી કામ કરાયું એમાં 'કામ'–ઉદ્દેશીનેજ વાત થાય છે માટે **'કામ'** ઉદ્દેશ્ય છે, ને 'મારાથી કરાયું' વિધેયપક્ષ છે. પૃથક્કરણમાં 'કરાયું' ક્રિયાપદના ખાનામાં, ને 'મારાથી' વિધેયવર્ધકના ખાનામાં કરણાર્થે લેવાય. પદચ્છેદમાં તો 'મારાથી' કર્ત્તાર્થે પાંચમી, 'કામ' નિર્દેશાર્થે પહેલી, ને 'કરાયું' કર્મણિપ્રયોગમાં લેવાય. 'મારાથી દોડાયું' એ વાક્યમાં દોડવાની ક્રિયાનો **ભાવ** ઉદ્દેશ્ય છે, ને 'મારાથી' શબ્દને કરણાર્થે વિધેયવર્ધકમાં મૂકાય. નમુના દાખલ કેટલાંક વાક્યોનું પૃથક્કરણ નીચે કરી આપીએ છીએ.

## વાકયોનું પૃથક્કરણ નીચે કરી આપ્યું છે.

| વાકય. | ઉદ્દેશ્યપક્ષ. | | વિધેયપક્ષ. | | |
|---|---|---|---|---|---|
| | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય-વર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
| | | | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| ૧. મોટાભાઇ, આ શું છે? | આ. | | છે. | શું ? | |
| ૨. મારી માનું માથું દુખતું હતું. | માથું. | મારી માનું | દુખતુંહતું. | | |
| ૩. ગુજરાતના મોટા રાજાએ કાશીના વિદ્વાન બ્રાહ્મણોને તેડાવ્યા. | રાજાએ. | ગુજરાતના મોટા. | તેડાવ્યા. | કાશીના વિદ્વાન બ્રાહ્મણોને. | |
| ૪. રામલાલે જાડી કલમે અક્ષર લખ્યા. | રામલાલે. | | લખ્યા. | અક્ષર. | જાડી કલમે (કરણ). |
| ૫. મારા બાપા કાશીથી બહુ પુસ્તકો લાવ્યા. | બાપા. | મારા. | લાવ્યા. | બહુ પુસ્તકો. | કાશીથી (સ્થળ). |
| ૬. આપણા ઘરોમાં માખી હોય છે. | માખી. | | હોય છે. | આપણા ઘરોમાં. | |
| ૭. ચંડાળથી વેપારીને કપડું વેચાણું. | કપડું. | | વેચાણું. | વેપારીને. | ચંડાળથી (કરણ). |
| ૮. મારાથી બેસાય છે, | બેસવાનું. | | બેસાય છે. | | મારાથી (કરણ). |
| ૯. તે ઝાડ પરથી પડ્યો. | તે. | | પડ્યો. | | ઝાડાપરથી (વિયોગ). |

## પાઠ ૨૮. સવાલો.

૧. સામાન્યનામ, વિશેષનામ, અને ભાવવાચકનામ એટલે શું? તેના પાંચ પાંચ દાખલા આપો.

૨. ક્રિયાપદ કેટલી જાતનાં છે તેનાં નામ, ને તે ઓળખવાની રીત શી?

૩. દ્વિકર્મક ક્રિયાપદ કોને કહે છે? તેના પાંચ દાખલા આપો.

૪. પ્રધાન અને ગૌણ કર્મ કોને કહે છે તે દાખલો આપી સમજાવો.

૫. પુરુષવાચક સર્વનામ ક્યાં? તે કયા કયા પુરુષમાં વપરાય છે ને તે શા માટે?

૬. પ્રશ્નાર્થ, સ્વવાચક, દર્શક, અનિશ્ચિત અને સંબંધી સર્વનામ એટલે શું? ને તેના દાખલા આપો.

૭. ગુણવાચક અને સંખ્યાવાચક વિશેષણ કોને કહે છે તે દાખલો આપી સમજાવો.

૮. વિકારી અને અવિકારી વિશેષણ કોને કહે છે, તે દાખલો આપી સમજાવો.

૯. વિધિપૂરક વિશેષણો કોને કહે છે? ક્યાં ક્યાં ક્રિયાપદોની સાથે વિધિપૂરક વિશેષણો આવે છે તે ગણાવો.

૧૦. વિશેષણ કઈ કઇ જાતના શબ્દના અર્થમાં વધારો કરે છે?

૧૧. વિશેષણનું પદચ્છેદ ક્યારે ક્રિયાવિશેષણ થાય?

૧૨. નામયોગી અવ્યય કોને કહે છે?

૧૩. જેની પહેલાં ના, ની, ને આવે એવા નામયોગી અવ્યયના દાખલા આપો.

૧૪. ઉભયાન્વયી અવ્યય એટલે શું? અને તેના દાખલા આપો.

૧૫. પણ અને તો વાક્યની અંદર આવે ત્યાં તેનું પદચ્છેદ કરવું? એ અર્થમાં બીજા કયા અવ્યય વપરાય છે?

૧૬. પછી અવ્યય કઇ કઈ જાતમાં વપરાય છે તે દાખલા સાથે કહો.

૧૭. કેવળપ્રયોગી અવ્યય કોને કહે છે? ને તેના દાખલા આપો.

૧૮. ક્રિયાપૂરકમાં કર્મ સિવાય નામ, વિશેષણ, અને ક્રિયાવિશેષણ અવ્યય આવે; એવાં વાક્ય બોલો ને સમજાવો.

૧૯. જાતિ કેટલી છે? કઈ કઈ? તેને ઓળખવાની રીત શી?

૨૦. જાતિના સાધારણ પ્રત્યય ક્યા?

૨૧. કેટલાંક નરજાતિનાં નામને નારીજાતિમાં લાવવાના પ્રત્યય ક્યા? ને તેના દાખલા આપો.

૨૨. વચન કેટલાં છે? એકવચન ને બહુવચન કોને કહે છે? બહુવચનનો પ્રત્યય કયો?

૨૩. કઈ જાતનાં નામ એકવચનમાં રહે છે? ને તેના પાંચ પાંચ દાખલા આપો.

૨૪. બહુવચનમાં રહેનાર કેટલાંક નામ આપો.

૨૫. વિભક્તિ એટલે શું? તે કેટલી છે? દરેક વિભક્તિના પ્રત્યય ક્યા?

૨૬. દરેક વિભક્તિનો મુખ્ય અર્થ કયો?

૨૭. પહેલી ને બીજી વિભક્તિ શી રીતે ઓળખવી?

૨૮. ને તથા એ પ્રત્યય કઇ કઈ વિભક્તિમાં આવે છે ને તે કેમ ઓળખાય?

૨૯. સર્વનામનાં જાતિવચન શા પ્રમાણે કહેવાં?

૩૦. અમે, મારે, અમારે, આપણે, તમે, તારે, તમારે, તે, પોતે, કોને, કઇ કઈ વિભક્તિ ને વચનમાં આવે છે ને કેમ ઓળખાય?

૩૧. વિશેષણને વિભક્તિના પ્રત્યય ક્યારે લાગે ને ક્યારે ન લાગે?

૩૨. છઠ્ઠી વિભક્તિના પ્રત્યય ઘણા કેમ છે?

૩૩. ધાતુ એટલે શું? તેને ઓળખવાની રીત કઇ ?

૩૪. કર્મક અને પ્રેરક રૂપ એટલે શું? પ્રેરકરૂપ શી રીતે બને? આ ધાતુનું દ્વિત્વ પ્રેરકરૂપ શું?

૩૫. અર્થ કેટલા છે? ક્યા ક્યા? દરેકના બબ્બે દાખલા આપો.

૩૬. મુખ્ય કાળ ક્યા? તેના પ્રત્યય ક્યા? દરેક મુખ્ય કાળ ક્યા ક્યા અર્થમાં વપરાય છે ?

૩૭. વિધ્યર્થ વર્ત્તમાન અને ચાલુ ભૂતકાળના પ્રત્યય ક્યા?

૩૮. ક્રિયાનાથ એટલે શું?

૩૯. કર્ત્તા કર્મ એકજ જાતિ વચનમાં હોય, ત્યારે ક્રિયાનાથ શી રીતે નક્કી કરાય ?

૪૦. પ્રયોગ એટલે શું?

૪૧. કર્ત્તરિ, કર્મણિ અને ભાવે પ્રયોગ ક્યારે થાય ?

૪૨. અકર્મક અને સકર્મક ક્રિયાપદ ક્યા ક્યા પ્રયોગમાં આવે?

૪૩. સકર્મક ક્રિયાપદ ભૂતકાળે કર્ત્તરિપ્રયોગમાં આવે, એવાં પાંચ વાક્ય બનાવો.

૪૪. સકર્મક ક્રિયાપદ ભૂતકાળે કર્ત્તરિ તથા કર્મણિપ્રયોગમાં આવે એવાં ત્રણ ત્રણ વાક્ય બનાવો.

૪૫. ઉદ્દેશ્ય અને વિધેય કોને કહે છે?

૪૬. સકર્મક કર્ત્તરિ રચનાવાળાં વાક્યોને કર્મણિ રચનામાં લાવવાનો નિયમ દાખલા સાથે આપો.

---

# ભાગ ત્રીજો. ધોરણ છઠ્ઠા સાતમા માટે.

આ ધોરણમાં " વ્યાકરણ—વાક્યવિન્યાસ અને શબ્દોની સાદી બાંધણી સાથે પૂરું." આટલું શીખવવાનું છે, તે નીચેને ક્રમે શીખવવું.

## પાઠ ૧. કૃદંત.

૧. આ છોકરાનું વાંચવું ઠીક છે.

૨. તેને ખાવું ગમે છે.

૩. આ દુનિયામાં સાચું બોલનારા થોડા છે.

૪. દોડતો ઘોડો પડયો.

૫. લખી વાત મિથ્યા ન થાય.

૬. ખાધેલું અન્ન પચ્યું નહિ.

૭. આ ઘણું સુંદર ગાયન ગાનારી બાઈ જાય છે.

૮. હું મુંબઈ જવાનો છું.

૯. આ છોકરો ચોપડો લખીને જતો રહ્યો.

૧૦. છોકરાં ગેડીદડે રમીને થાક્યાં.

પહેલા વાક્યમાં 'વાંચવું' શબ્દ 'છે' ક્રિયાપદનો કર્ત્તા છે, બીજા વાક્યમાં 'ખાવું' શબ્દ 'ગમે છે' ક્રિયાપદનો કર્ત્તા છે. અને ત્રીજા વાક્યમાં 'બોલનારા' શબ્દ 'છે' ક્રિયાપદનો કર્ત્તા છે, વાંચવું, ખાવું અને બોલનારા શબ્દમાં ક્રિયા સાથે નામનો અર્થ રહેલ છે.

ચોથા વાક્યમાં 'દોડતો' શબ્દ ઘોડાનું, પાંચમા વાક્યમાં 'લખી' શબ્દ વાતનું, છઠ્ઠા વાક્યમાં 'ખાધેલું' શબ્દ અન્નનું, ને સાતમા વાક્યમાં 'ગાનારી' શબ્દ બાઇનું વિશેષણ છે. એ શબ્દોમાં ક્રિયા સાથે વિશેષણનો અર્થ રહેલો છે. આઠમા વાક્યમાં 'જવાનો' શબ્દ 'છું' ક્રિયાપદનું પૂરક છે. એ વિધિપૂરક વિશેષણ છે, એમાં ક્રિયા સાથે વિશેષણનો અર્થ રહેલો છે.

નવમા વાક્યમાં 'લખીને' શબ્દ 'જતો રહ્યો' ક્રિયાપદનું ક્રિયા-વિશેષણ છે, એટલે એમાં ક્રિયા સાથે અવ્યયનો અર્થ રહેલો છે. તેમજ દશમા વાક્યમાં 'રમીને' શબ્દમાં ક્રિયા સાથે અવ્યયનો અર્થ રહેલો છે.

**જે શબ્દમાં ક્રિયા સાથે નામ, વિશેષણ, કે અવ્યયનો અર્થ રહેલો હોય તેને કૃદંત કહે છે.**

કૃદંત અને ક્રિયાપદમાં ફેર એટલોજ કે ક્રિયાપદથી વાક્ય બને, પણ કૃદંતથી ન બને, તોપણ ક્રિયાપદને જેમ કર્મ, ક્રિયાવિશેષણ, કે ક્રિયાવિશેષણના અર્થમાં વપરાતાં નામ લાગે છે, તેમ કૃદંતને પણ લાગે છે. ઉપલા વાક્યમાં તે આપણે તપાસીએ.

પહેલા વાક્યમાં 'વાંચવું' કૃદંતનામનો વધારો 'આ છોકરાનું' શબ્દથી થયેલ છે. ત્રીજા વાક્યમાં 'બોલનારા' કૃદંતનામનું 'સાચું' કર્મ છે. સાતમા વાક્યમાં 'ગાનારી' કૃદંતવિશેષણનું 'ગાયન' કર્મ છે, 'સુંદર' 'ગાયન'નું વિશેષણ છે, 'ઘણું' 'સુંદર'નું વિશેષણ છે, 'ઘણું સુંદર ગાયન ગાનારી' આ શબ્દસમૂહ કર્ત્તા 'બાઈ'નો વધારો છે, આઠમા વાક્યમાં 'મુંબઈ' શબ્દ 'જવાનો' કૃદંત વિશેષણનું સ્થળ બતાવે છે. નવમા વાક્યમાં 'ચોપડો' શબ્દ 'લખીને' કૃદંત અવ્યયનું કર્મ છે, 'ચોપડો લખીને' શબ્દસમૂહ કાળદર્શક વિધેયવર્ધક છે. દશમા વાક્યમાં 'ગેડીદડે' શબ્દ 'રમીને' કૃદંત અવ્યયનો વધારો (નામથી થયેલ) છે, 'ગેડીદડે રમીને' શબ્દ સમૂહ કારણદર્શક વિધેયવર્ધક છે.

## કાળ પ્રમાણે કૃદંતના પ્રકાર.

(૧). વર્ત્તમાનકૃદંત:—ખાતો, ખાતી, ખાતું.
(૨). ભૂતકૃદંત:—ખાધો, ખાધી, ખાધું.
(૩). ભવિષ્યકૃદંત: -ખાવાનો, ખાવાની, ખાવાનું.
(૪). વિશેષભૂતકૃદંત:—ખાધેલો, ખાધેલી, ખાધેલું, ખાધેલ.
} વિશેષણ.

(૫). **સામાન્યકૃદંત**:—ખાવો, ખાવી, ખાવું.
(૬). **કર્તૃવાચકકૃદંત**:—ખાનારો, ખાનારી, ખાનારૂં, ખાનાર. (ભવિષ્યકૃદંત.) } **નામ.**

(૭). **સંબંધક ભૂતકૃદંત**:—ખાઈ, ખાઇને. **અવ્યય.**

વર્ત્તમાન કૃદંત ચાલતો, ભૂતકૃદંત ગયો, અને ભવિષ્યકૃદંત આવવાનો વખત બતાવે છે, વિશેષભૂતકૃદંત ક્રિયા ઘણા વખત પહેલાંની થઈ ચૂકેલી છે એમ બતાવે છે. સામાન્યરૂપ કૃદંતના રૂપ પરથી ચોક્સ કાળ જણાતો નથી, એ ક્રિયા ત્રણે કાળને લાગુ પડે છે. કર્તૃવાચક કૃદંત કર્ત્તાના અર્થમાં વપરાય છે, એમાં ભભિષ્યકાળનો અર્થ રહેલો છે. 'ખાઇને' જઇશ એ રૂપ 'ખાઇશ અને જઇશ' નું ટુંકું છે. 'ખાઇને' કૃદંત, ખાવાની અને જવાની ક્રિયાને સાંધે છે, માટે એને 'સંબંધક ભૂતકૃદંત' કહે છે. 'ખાઇને' એનો અર્થ 'ખાધા પછી' એવો થાય છે.

## કૃદંતનામ.

ધાતુ પર સામાન્ય કૃદંતના પ્રત્યય વો, વી, વું; અને કર્તૃવાચક કૃદંતના પ્રત્યય નારો, નારી, નારૂં, નાર લગાડવાથી કૃદંત નામ બને છે, જેમ, કર ધાતુ પરથી કરવો, કરવી, કરવું; કરનારો, કરનારી, કરનારૂં ને કરનાર.

કૃદંત નામને જાતિ, વચન, ને વિભક્તિ લાગે છે. જેમ, કરવું, કરવા, કરવાને, કરનારનું, ઇત્યાદિ.

**પદચ્છેદને લગતી સૂચના**:—

(૧). વો, વી, વું પ્રત્યયથી કૃદંતનામ તથા ક્રિયાપદ બને છે. જો વાક્યને છેડે આવે તો ક્રિયાપદ, ને અંદર આવે તો કૃદંત નામ. જેમ, તેનું **વાંચવું** સારૂં નથી [કૃદંત નામ], હંમેશાં વહેલાં ઊઠીને **વાંચવું** (ક્રિયાપદ). નિષેધાર્થ ક્રિકાપદ સાથે કૃદંતનામ વાક્યને છેડે પણ આવે છે. જેમ, ન સાંભર્યું આટલું કરવું ?

(૨). વો, વી, વું પ્રત્યયવાળાં કૃદંતનામ જ્યારે પહેલી વિભક્તિમાં હોય છે, ત્યારે તેને તેના ક્રિયાનાથનાં જાતિવચન લાગે છે. જેમ, ચોપડી **લખવી** સારી છે, પણ જ્યારે પહેલી સિવાય બીજી હરકોઈ વિભક્તિમાં હોય છે, ત્યારે તે નાન્યતરજાતિના એકવચનમાં છે. જેમ, ગંગા ચોપડી **લખવા** બેઠી.

(૩). વો, વી, વું, પ્રત્યયવાળાં કૃદંતનામને ચોથી વિભક્તિનો ને પ્રત્યય ઘણી વખત અધ્યાહાર રહે છે. જેમ તે પાણી **પીવા** ગયો ( પીવાને ).

કાજે, માટે, લીધે, અર્થે, સારૂ શબ્દો જે નામ સાથે જોડાયા હોય, તે નામ ખરૂં જોઇએ તો ચોથી વિભક્તિમાં છે; પણ કાજે, માટે વગેરે અવ્યવો નામયોગી છે, તેથી જે નામને તે અવ્યયો લાગેલા હોય, તે નામ **છઠ્ઠી** વિભક્તિમાં લેવાય છે. 'પીવાને સારૂ' એમાં 'પીવાને' છઠ્ઠી વિભક્તિમાં છે, ને 'સારૂ' નામયોગી અવ્યય છે; પણ 'પીવાને સારૂ' શબ્દસમુદાય તે **ચોથી** વિભક્તિમાંજ લેવાય. 'પીવાને સારૂ' ને બદલે 'પીવા' અગર 'પીવાને' વપરાય, ને 'સારૂ' નામયોગીનો અધ્યાહાર હોય; તો 'પીવાને' **ચોથી** વિભક્તિમાં લેવાય.

(૪). કર્તૃવાચક કૃદંત પછી વિશેષ્ય આવેલો હોય, તો તેનું પદચ્છેદ કૃદંત વિશેષણ કરવું. જેમ, માબાપનું કહ્યું ન **માનનારાં** બાળક દુખી થાય છે. કર્તૃવાચક કૃદંત વાક્યને છેડે આવે તો તેનું પદચ્છેદ ક્રિયાપદ થાય. જેમ, હું તો ત્યાં **જનારો** (ભવિષ્યકાળાર્થે).

(૫). ધાતુને કેટલાક ક્રિયાવાચક પ્રત્યય લાગવાથી ભાવવાચક નામ બને છે તે કૃદંત નામમાં ન ગણાય. જેમ, માર, રહેણી, ભણતર, દળામણ, ખાનપાન, મરણ, ઘેરો, ચરાઇ, ઇત્યાદિ.

## કૃદંત વિશેષણ.

ધાતુ પર વર્ત્તમાન કૃદંતના પ્રત્યય તો, તી, તું; ભૂતકૃદંતના

પ્રત્યય યો, ઈ, યું; ભવિષ્ય કૃદંતના પ્રત્યય વાનો, વાની, વાનું; અને વિશેષભૂત કૃદંતના પ્રત્યય એલો, એલી, એલું, એલ લગાડવાથી **કૃદંત વિશેષણ** બને છે. જેમ, કર ધાતુ પરથી કરતો, કરતી, કરતું; કર્યો, કરી, કર્યું; કરવાનો, કરવાની, કરવાનું; કરેલો, કરેલી, કરેલું, કરેલ.

કૃદંત વિશેષણને તેના વિશેષ્યનાં જાતિવચન લાગે છે, પણ વિભક્તિના છૂટા પ્રત્યય લાગતા નથી. જ્યારે તે તેના વિશેષ્ય વિના એકલાં આવે છે, ત્યારે સર્વે વિભક્તિઓ તેને લાગે છે. જેમ, **છાપેલા** કાગળને, **સુતેલાને** ન જગાડો, ૯૦.

**પદચ્છેદને લગતી સૂચના:—**

(૧). સઘળી જાતનાં કૃદંત વિશેષણો વિશેષ્યની સાથે આવે તો કૃદંત વિશેષણ, એકલાં આવે તો કૃદંત નામ, અને વાક્યને છેડે આવે તો ક્રિયાપદ થાય છે. ઉદાહરણ.—

કોઈ **ચાલતા** બળદને આર ન દે, **લખી** વાત મિથ્યા ન થાય, તે કાલે **આવવાનો** છે, સરકારમાં **છાપેલી** અરજી મોકલવી. આ વાક્યોમાં, ચાલતા, લખી, આવવાનો, અને છાપેલી કૃદંત વિશેષણ છે.

સૌને **ખાતાં** આવડે (કર્ત્તાર્થે), છોકરૂં **બોલતાં** શીખ્યું (કર્માર્થે), કામ **કર્યાથી** ફાયદો થશે, મને **લખવાનું** ગમે છે, **થું કેલું** ન ગળાય. આ વાક્યોમાં ખાતાં, બોલતાં, કર્યાથી, લખવાનું અને થું કેલું કૃદંત નામ છે. કેટલાક, **છાપવાની** કળા, **લખવાની** સાકી, **વાંચવાની** બાધા, એમાં છાપવાની, લખવાની, અને વાંચવાની કૃદંત વિશેષણમાં લે છે, પરન્તુ તે ઠેકાણે તે કૃદંત નામ જ છે. વિશેષણ જેવો અર્થ સંબંધ બતાવનાર છઠ્ઠી વિભક્તિ લાગવાથી તેમાં આવે છે. કૃદંત વિશેષણ જ્યારે કૃદંત નામના અર્થમાં વપરાય છે, ત્યારે તે નાન્યતરજાતિ એકવચનમાં આવે છે.

તે હંમેશાં ચાર પાઠ **વાંચતો,** ગંગા કાશી ગઇ, આ કામ તો તું જ **કરવાનો,** આ ચોપડી તેણે **લખેલી.** આમાં વાંચતો, ગઈ, કરવાનો, અને લખેલી કૃદંતો, ક્રિયાપદ તરીકે વપરાયલાં છે.

(૨). સંસ્કૃતમાં **ઇત, ત,** અથવા **ન** પ્રત્યય ધાતુ પર આવવાથી ભૂતકૃદંત બને છે, એવાં કેટલાંક ભૂતકૃદંત ગુજરાતી ભાષામાં વપરાય છે, તેનું પદચ્છેદ વિશેષણ કરવું. જેમ ગત, મોહિત, ચકિત, દત્ત, ઉત્પન્ન, ઇ૦.

(૩). ધાતુને કેટલાક ક્રિયાવાચક પ્રત્યય લાગવાથી વિશેષણ બને છે તે કૃદંત વિશેષણમાં ન ગણાય. જેમ, કરડકણો (કૂતરો), મારકણો (સાંઢ), લડકારી (વહૂ), સુધરેલી (પ્રજા), અડીએલ (ઘોડો).

## કૃદંત અવ્યય.

ધાતુ પર સંબંધક ભૂતકૃદંતના ઈ અને ઈને પ્રત્યય લગાડવાથી **કૃદંત અવ્યય** બને છે. જેમ, કર ધાતુપરથી કરી, કરીને.

**પદચ્છેદને લગતી સૂચના:—**

(૧). ઇ, **યાં, તાં** પ્રત્યયથી કૃદંત વિશેષણ અને કૃદંત અવ્યય બને છે. જો તેના વિશેષ્ય પ્રમાણે ફરતાં હોય તો કૃદંત વિશેષણ, અને ન ફરતાં હોય તો કૃદંત અવ્યવ જાણવાં. જેમ, **ગઈ** તિથિ બ્રાહ્મણ ન વાંચે, મને **કર્યાં** કર્મ નડે છે, મેં **દોડતાં** ઘોડાં જોયાં. આ વાક્યોમાં ગઈ, કર્યાં, અને દોડતાં કૃદંત વિશેષણ છે. આ છોકરો ચોપડો **લખી** જતો રહ્યો, તે વાતો **વાંચ્યાં** કરે છે, ગંગા કામ **કરતાં** થાકી ગઈ. આ વાક્યોમાં લખી, વાંચ્યાં, અને કરતાં કૃદંત અવ્યય છે.

(૨). કૃદંત વિશેષણને **એ** પ્રત્યય લાગી ક્રિયાપદનો ગુણ બતાવે છે, ત્યારે તે કૃદંત અવ્યવ થાય છે. જેમ આ કામ **રહેતે રહેતે** થશે.

(૩). કૃદંત અવ્યયમાં જ્યારે ક્રિયાનો અર્થ ન જણાય, ત્યારે

તેને ફક્ત અવ્યય કહેવાં. જેમ **કરતાં** મુકાબલે કરવામાં વપરાય છે તે નામયોગી અવ્યય છે, **કરીને** વડે (છરીએ કરીને કપાયું) અથવા નામે (મગન કરીને છોકરો હશે) ના અર્થમાં વપરાય છે; ત્યાં તે નામયોગી અવ્યય છે. લીધે, લગણુ, વળી, વળતી, છો, છોને એ ધાતુપરથી થયેલા અવ્યયો છે.

મૂળ ધાતુપરથી કર્ત્તરિ રચનામાં જેમ કૃદંતો થાય છે, તેમ પ્રેરક અને ભાવે કે કર્મણિ રચનામાં પણ કૃદંતનાં રૂપો થાય છે.

જેમકેઃ—

| | કર્ત્તરિ. | ભાવે. | કર્મણિ. |
|---|---|---|---|
| મૂળ રૂપ જા. | જતો. | જવાતું. | ... |
| મૂળ રૂપ લખ. | લખતો. | ... | લખાતો. |
| પ્રેરક રૂપ લખાવ. | લખાવતો | ... | લખાવાતો. |

**અપૂર્ણ ધાતુઃ**—'**છ**' ધાતુ પરથી છતો, છતી, છતું, છતા, છતાં; '**હો**' ધાતુ પરથી હોવો, હોવી, હોવું, હોનારો, હોનારી, હોનારૂં, હોનાર, હોઈ, હોઈને, હોતાં; '**જો**' ધાતુપરથી જોઇતો જોઈતી, જોઇતું, જોઈતા, જોઈતાં; અને '**ઉભ**' ધાતુપરથી ઉભો, ઉભી, ઉભું, ઉભા, ઉભાં; ઉભેલો, ઉભેલી, ઉભેલું, ઉભેલા, ઉભેલાં, ઉભેલ કૃદંત થાય છે.

## પાઠ ૨. મિશ્રકાળ.

**સાહાય્યકારક ક્રિયાપદઃ**—કાળમાં મદદ કરવાને એક ક્રિયાપદની જોડે બીજું ક્રિયાપદ આવે છે, એ જોડે આવનાર ક્રિયાપદને સાહાય્યકારક ક્રિયાપદ કહે છે. જેમ, કરતો હોઉં, કર્યું છે, કરવાનો છું, કરેલું હતું, કરવું હતું. એમાં હોઉં, છે, છું, હતું અને હતું સાહાય્યકારક ક્રિયાપદ છે.

સાહાય્યકારક ક્રિયાપદ જેની જોડે આવે છે, તેને **મુખ્ય ક્રિયાપદ** કહે છે. ઉપલા ઉદાહરણમાં કરતો, કર્યું, કરવાનો, કરેલું, કરવું એ મુખ્ય ક્રિયાપદ છે.

'છ' અને 'હો' ધાતુનાં ક્રિયાપદ કાળમાં મદદ **(મિશ્રકાળ)** કરવાને આવે છે, જેમ રમતું છે, લખ્યો છે, લખવાનો છું, વાંચેલું છે, લખ્યો હતો, લખતો હોઉં, લખવાના હશો, ઇત્યાદિ.

હંમેશાં મુખ્ય ક્રિયાપદ પહેલું અને સાહાય્યકારક ક્રિયાપદ પછી આવે છે, પણ કોઇ વખત સાહાય્યકારક ક્રિયાપદ મુખ્ય ક્રિયાપદની પહેલાં આવે છે. જેમ, તે નથી આવવાનો. આમાં 'નથી' સાહાય્યકારક ક્રિયાપદ ને 'આવવાનો' મુખ્ય ક્રિયાપદ છે.

વર્તમાન, ભૂત, ભવિષ્ય, વિશેષભૂત અને સામાન્ય કૃદંતની સાથે છ અને હો ધાતુનાં સાહાય્યકારક ક્રિયાપદ આવવાથી **મિશ્રકાળ** બને છે. તેવા મિશ્રકાળ મુખ્ય પંદર છે, તે નીચે પ્રમાણે.

૧. **દ્વિત્વ વર્ત્તમાન.** કરતો હોય. (વર્ત્તમાન કૃદંત+હો ધાતુનો વર્ત્તમાનકાળ).

૨. **વર્ત્તમાન ભૂત.** કરતો હતો. (વર્ત્તમાન કૃદંત+હો ધાતુનો ભૂતકાળ.)

૩. **વર્ત્તમાન ભવિષ્ય.** કરતો હશે. (વર્ત્તમાન કૃદંત+હો ધાતુનો ભવિષ્યકાળ,)

૪. **ભૂતવર્ત્તમાન.** કર્યો છે. (ભૂત કૃદંત+છ ધાતુનો વર્ત્તમાનકાળ.)

૫. **દ્વિત્વભૂત.** કર્યો હતો. (ભૂત કૃદંત+હો ધાતુનો ભૂતકાળ.)

૬. **ભૂતભવિષ્ય.** કર્યો હશે. (ભૂત કૃદંત+હો ધાતુનો ભવિષ્યકાળ.)

૭. **ભવિષ્ય વર્ત્તમાન.** કરવાનો છે. (ભવિષ્ય કૃદંત+છ ધાતુનો વર્ત્તમાનકાળ.)

૮. **ભવિષ્યભૂત.** કરવાનો હતો. (ભવિષ્ય કૃદંત+હો ધાતુનો ભૂતકાળ.)

૯. **દ્વિત્વભવિષ્ય.** કરવાનો હશે. (ભવિષ્ય કૃદંત+હો ધાતુનો ભવિષ્યકાળ.)

૧૦. **વિશેષભૂત વર્ત્તમાન.** કરેલો છે. ( વિશેષભૂત કૃદંત+છ ધાતુનો વર્ત્તમાનકાળ.);

૧૧. **વિશેષ દ્વિત્વભૂત.** કરેલો હતો. ( વિશેષભૂત કૃદંત+હો ધાતુનો ભૂતકાળ.)

૧૨. **વિશેષભૂત ભવિષ્ય.** કરેલો હશે. ( વિશેષભૂત કૃદંત+હો ધાતુનો ભવિષ્યકાળ.)

૧૩. **વિધ્યર્થ દ્વિત્વવર્ત્તમાન.** કરવો છ. (સામાન્ય કૃદંત+છ ધાતુનો વર્ત્તમાનકાળ.)

૧૪. **વિધ્યર્થ વર્ત્તમાન ભૂત.** કરવો હતો. (સામાન્ય કૃદંત+હો ધાતુનો ભૂતકાળ.)

૧૫. **વિધ્યર્થ વર્ત્તમાન ભવિષ્ય.** કરવો હશે.(સામાન્ય કૃદંત+હો ધાતુનો ભવિષ્યકાળ.)

ઉપર બતાવેલાં પંદર મિશ્રકાળોમાં જેને છેડે ભવિષ્યકાળ આવે છે, તે ઘણુંકરીને સંશયાર્થમાં વપરાય છે; બાકીના મિશ્રકાળો બન્ને અર્થમાં વપરાય છે.

સંબંધ ભૂત કૃદંતની સાથે સાહાય્યકારક ક્રિયાપદ આવી શકતું નથી.

## 'જા' ધાતુનાં મિશ્રકાળનાં રૂપાખ્યાન.

### દ્વિત્વ વર્ત્તમાનકાળ.

| નિશ્ચયાર્થ. | | સંશયાર્થ. | |
|---|---|---|---|
| હું જાઉં છું. | અમે જઇએ છીએ. | હું જતો હોઉં. | અમે જતા હોઇએ. |
| તું જાય છે. | તમે જાઓ છો. | તું જતો હોય. | તમે જતા હો. |
| તે જાય છે. | તેઓ જાય છે. | તે જતો હોય. | તેઓ જતા હોય. |

### વર્ત્તમાન ભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| હું જતો હતો. | અમે જતા હતા. | હું જતો હોત. | અમે જતા હોત. |
| તું જતો હતો. | તમે જતા હતા. | તું જતો હોત. | તમે જતા હોત. |
| તે જતો હતો. | તેઓ જતા હતા. | તે જતો હોત. | તેઓ જતા હોત. |

### વર્ત્તમાન ભવિષ્યકાળ.

| | | | |
|---|---|---|---|
| | | હું જતો હોઇશ. | અમે જતા હોઇશું. |
| | | તું જતો હશે. | તમે જતા હશો. |
| | | તે જતો હશે. | તેઓ જતા હશે. |

### ભૂત વર્ત્તમાનકાળ.

| | | | |
|---|---|---|---|
| હું ગયો છું. | અમે ગયા છીએ. | હું ગયો હોઉં. | અમે ગયા હોઇએ. |
| તું ગયો છે. | તમે ગયા છો. | તું ગયો હોય. | તમે ગયા હો. |
| તે ગયો છે. | તેઓ ગયા છે. | તે ગયો હોય. | તેઓ ગયા હોય. |

### દ્વિત્વભૂતકાળ.

| | | | |
|---|---|---|---|
| હું ગયો હતો. | અમે ગયા હતા. | હું ગયો હોત. | અમે ગયા હોત. |
| તું ગયો હતો. | તમે ગયા હતા. | તું ગયો હોત. | તમે ગયા હોત. |
| તે ગયો હતો. | તેઓ ગયા હતા. | તે ગયો હોત. | તેઓ ગયા હોત. |

### ભૂત ભવિષ્યકાળ.

| | | | |
|---|---|---|---|
| | | હું ગયો હોઇશ. | અમે ગયા હોઇશું. |
| | | તું ગયો હશે. | તમે ગયા હશો. |
| | | તે ગયો હશે. | તેઓ ગયા હશે. |

## ભવિષ્ય વર્ત્તમાનકાળ.

| | |
|---|---|
| હું જવાનો–જનાર છું | હું જવાનો–જનાર હોઉં. |
| અમે જવાના–જનાર છીએ. | અમે જવાના–જનાર હોઇએ. |
| તું જવાનો–જનાર છે. | તું જવાનો–જનાર હોય. |
| તમે જવાના–જનાર છો. | તમે જવાના–જનાર હો. |
| તે જવાનો–જનાર છે. | તે જવાનો–જનાર હોય. |
| તેઓ જવાના–જનાર છે. | તેઓ જવાના–જનાર હોય. |

## ભવિષ્ય ભૂતકાળ.

| | |
|---|---|
| હું જવાનો–જનાર હતો. | હું જવાનો–જનાર હોત. |
| અમે જવાના–જનાર હતા. | અમે જવાના–જનાર હોત. |
| તું જવાનો–જનાર હતો. | તું જવાનો–જનાર હોત. |
| તમે જવાના–જનાર હતા. | તમે જવાના–જનાર હોત. |
| તે જવાનો–જનાર હતો. | તે જવાનો–જનાર હોત. |
| તેઓ જવાના–જનાર હતા. | તેઓ જવાના–જનાર હોત. |

## દ્વિત્વ ભવિષ્યકાળ.

હું જવાનો–જનાર હોઇશ.
અમે જવાના–જનાર હોઇશું.
તું જવાનો–જનાર હશે.
તમે જવાના–જનાર હશો.
તે જવાનો–જનાર હશે.
તેઓ જવાના–જનાર હશે.

## વિશેષભુત વર્ત્તમાનકાળ.

હું ગયેલો છું. અમે ગયેલા છીએ. હું ગયેલો હોઉં, અમે ગયેલા હોઇએ.
તું ગયેલો છે. તમે ગયેલા છો. તું ગયેલો હોય. તમે ગયેલા હો.
તે ગયેલો છે. તેઓ ગયેલા છે. તે ગયેલો હોય. તેઓ ગયેલા હોય.

## વિશેષ દ્વિત્વભૂતકાળ.

હું ગયેલો હતો. અમે ગયેલા હતા. હું ગયેલો હોત. અમે ગયેલા હોત.
તું ગયેલો હતો. તમે ગયેલા હતા. તું ગયેલો હોત. તમે ગયેલા હોત.
તે ગયેલો હતો. તેઓ ગયેલા હતા. તે ગયેલો હોત. તેઓ ગયેલા હોત.

## વિશેષભૂત ભવિષ્યકાળ.

| | |
|---|---|
| હું ગયેલો હોઇશ. | અમે ગયેલા હોઇશું. |
| તું ગયેલો હશે. | તમે ગયેલા હશો. |
| તે ગયેલો હશે. | તેઓ ગયેલા હશે. |

## વિધ્યર્થ દ્વિત્વ વર્ત્તમાનકાળ.

મારે જવું છે. અમારે જવું છે. મારે જવું હોય. અમારે જવું હોય.
તારે જવું છે. તમારે જવું છે. તારે જવું હોય. તમારે જવું હોય.
તેને જવું છે. તેઓને જવું છે. તેને જવું હોય. તેઓને જવું હોય.

## વિધ્યર્થ વર્ત્તમાનભૂતકાળ.

મારે જવું હતું. અમારે જવું હતું. મારે જવું હોત. અમારે જવું હોત.
તારે જવું હતું. તમારે જવું હતું. તારે જવું હોત. તમારે જવું હોત.
તેને જવું હતું. તેઓને જવું હતું. તેને જવું હોત. તેઓને જવું હોત.

## વિધ્યર્થ વર્તમાન ભવિષ્યકાળ.

| | |
|---|---|
| મારે જવું હશે. | અમારે જવું હશે. |
| તારે જવું હશે. | તમારે જવું હશે. |
| તેને જવું હશે. | તેઓને જવું હશે. |

## ભાવે રચના.

| | ૩. પુ. નિશ્ચયાર્થ. | ૩. પુ. સંશયાર્થ. |
|---|---|---|
| દ્વિત્વ વર્ત્તમાન. | જવાય છે. | જવાતું હોય. |
| વર્ત્તમાનભૂત. | જવાતું હતું. | જવાતું હોત. |
| વર્ત્તમાનભવિષ્ય. | ... ... | જવાતું હશે. |

| | | |
|---|---|---|
| ભૂતવર્ત્તમાન. | જવાયું છે. | જવાયું હોય |
| દ્વિત્વભૂત. | જવાયું હતું. | જવાયું હોત. |
| ભૂતભવિષ્ય. | ... ... | જવાયું હશે. |
| ભવિષ્યવર્ત્તમાન. | જવાવાનું છે. | જવાવાનું હોય. |
| ભવિષ્યભૂત. | જવાવાનું હતું. | જવાવાનું હોય. |
| દ્વિત્વભવિષ્ય. | ... ... | જવાવાનું હશે. |
| વિશેષભૂત વર્ત્તમાન. | જવાએલું છે. | જવાએલું હોય. |
| વિશેષદ્વિત્વભૂત. | જવાએલું હતું. | જવાએલું હોત. |
| વિશેષભૂત ભવિષ્ય. | ... ... | જવાએલું હશે. |

## મિશ્રકાળોના અર્થ:—

૧. દ્વિત્વ વર્ત્તમાનકાળ અને વર્ત્તમાન ભવિષ્યનાં રૂપો ક્રિયા પૂર્ણ થઈ નથી પણ ચાલુજ છે એમ બતાવે છે, માટે તેને **અપૂર્ણ વર્ત-માનકાળ**નાં રૂપ કહે છે. જેમ તે જાય છે, તે જતો હશે.

૨. વર્ત્તમાન ભૂતકાળનાં રૂપો ભૂતકાળમાં ક્રિયાનું રોજ કે અ-મુક વખતે ચાલુ હોવું બતાવે છે, માટે તેને **અપૂર્ણ ભૂતકાળનાં** રૂપ કહે છે. તે જતો હતો.

૩. ભૂત વર્ત્તમાન ને ભૂત ભવિષ્યકાળનાં રૂપો પાસેના ભૂત-કાળમાં ક્રિયા પૂર્ણ થઇ હોય અને તેની અસર વર્ત્તમાન ને ભવિષ્ય-કાળમાં ચાલુ હોય ત્યાં વપરાય છે, માટે એને **પ્રથમ પૂર્ણ વર્ત-માનકાળ**નાં રૂપ કહે છે. જેમ, તે ગયો છે, તે ગયો હશે.

૪. વિશેષભૂત વર્ત્તમાન ને વિશેષભૂત ભવિષ્યકાળનાં રૂપો દૂરના ભૂતકાળમાં ક્રિયા પૂર્ણ થઈ હોય, અને તેની અસર વર્ત્તમાન ને ભવિષ્યકાળમાં ચાલુ હોય ત્યાં વપરાય છે; માટે એને **દ્વિતીયપૂર્ણ વર્ત્તમાનકાળ**નાં રૂપ કહે છે. જેમ, તે ગયેલો છે, તે ગયેલો હશે.

૫. દ્વિત્વ ભૂતકાળનાં રૂપોથી ક્રિયા પૂર્ણ થઇ ગઇ છે એમ સમજાય છે, માટે એને **પ્રથમ પૂર્ણભૂતકાળનાં** રૂપ કહે છે. જેમ, તે ગયો હતો.

૬. વિશેષ દ્વિત્વ ભૂતકાળમાં રૂપોથી દૂરના ભૂતકાળનાં ક્રિયા પૂર્ણ થઈ ગઈ છે એમ સમજાય છે, માટે એને **દ્વિતીય પૂર્ણ ભૂતકાળનાં** રૂપ કહે છે. જેમ, તે ગયેલો હતો.

૭. ભવિષ્ય વર્ત્તમાન અને દ્વિત્વ ભવિષ્યનાં રૂપોમાં ઇચ્છાનો અર્થ રહેલો છે, વિધ્યર્થ દ્વિત્વ વર્ત્તમાનકાળમાં અને વિધ્યર્થ વર્ત્તમાન ભવિષ્યકાળમાં ઇચ્છા સાથે વિધિનો અર્થ રહેલો છે, માટે એને **ઇચ્છાવાચક વર્ત્તમાનકાળનાં** રૂપ કહે છે. જેમ, તે જવાનો–જનાર છે, તે જવાનો–જનાર હશે; તેને જવું છે, તેને જવું હશે.

૮. ભવિષ્ય ભૂતકાળમાં ઇચ્છાનો અને વિધ્યર્થ વર્ત્તમાન ભૂતકાળમાં ઇચ્છા સાથે વિધિનો અર્થ સમાયેલો છે. એને **ઇચ્છાવાચક ભૂતકાળ** કહે છે, જેમ તે જવાનો–જનાર હતો, તેને જવું હતું.

### અપૂર્ણ ક્રિયાપદ.

### 'હો' ધાતુનો દ્વિત્વ વર્ત્તમાનકાળ.

### નિશ્ચયાર્થ.

| | |
|---|---|
| ૧. પુ. હું હોઉં છું. | અમે હોઇએ છીએ. |
| ૨. પુ. તું હોય છે. | તમે હો છો. |
| ૩. પુ. તે હોય છે. | તેઓ હોય છે. |

'હો' ધાતુનાં મિશ્રકાળમાં બીજાં રૂપ થતાં નથી.

### 'જો' ધાતુનાં મિશ્રકાળનાં રૂપ.

| નિશ્ચયાર્થ. | સંશયાર્થ. |
|---|---|
| દ્વિત્વ વર્ત્તમાન. જોઇએ છે. | જોઇતુ હોય. |

વર્ત્તમાન ભૂત. જોઈતું હતું. જોઈતું હોત.
વર્ત્તમાન ભવિષ્ય... ... જોઈતું હશે.

'જો' ધાતુનાં મિશ્રકાળમાં બીજાં રૂપ થતાં નથી.

## નિષેધાર્થ રૂપ.

સઘળાં ક્રિયાપદોનું નિષેધાર્થક રૂપ તેની સાથે **ન, ના, નહિ, નવ,** અને **મા** એ નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયો આવવાથી થાય છે, જેમ, 'કર'નું નિષેધાર્થ રૂપ ન કર, 'બેસ' નું ના બેસ, 'ખાઈશ'નું ખાઇશ નહિ, 'જા'નું જા મા, ઇત્યાદિ. આ બધા નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયો ક્રિયાપદથી છૂટા બોલાય છે, માટે તેમનું પદચ્છેદ જુદું કરાય છે; પણ—

**नास्ति** (સં. શ.) પરથી નથી. ( न=નહિ+अस्ति=છે ) છે નહિ=નથી. એમાં ન અવ્યય છૂટો પાડી શકાતો નથી, માટે તેમનું પદચ્છેદ ભેગું થાય છે. **નથી** ક્રિયાપદ ત્રણે પુરુષ, ત્રણે જાતિ, અને બંને વચનમાં વપરાય છે. જેમ હું નથી, અમે નથી; તું નથી, તમે નથી; તે નથી, તેઓ નથી; છોકરા નથી, ઇત્યાદિ. પદચ્છેદ કરતી વખતે 'છે' ક્રિયાપદનું પદચ્છેદ કરવું, ને કાળમાં નિષેધાર્થ વર્ત્તમાન કાળ કહેવો.

**લખતો નથી** (લખતો છે નહિ)—નિષેધાર્થ દ્વિત્વ વર્ત્તમાનકાળ.

**લખ્યું નથી** (લખ્યું છે નહિ)—નિષેધાર્થ ભૂત વર્ત્તમાનકાળ.

**લખવાનો નથી** (લખવાનો છે નહિ) નિષેધાર્થ ભવિષ્ય વર્ત્તમાનકાળ.

**લખવું નથી** (લખવું છે નહિ) નિષેધાર્થ વિધ્યર્થ દ્વિત્વ વર્ત્તમાનકાળ.

**મિશ્રકાળનાં ક્રિયાપદોના** પદચ્છેદમાં નીચેના નિયમો યાદ રાખવા.

**अ.** મુખ્ય અને સાહાય્યકારક ક્રિયાપદનું પદચ્છેદ ભેગું કરવું.

**ब.** ધાતુ મુખ્ય ક્રિયાપદનો કહેવો.

**क.** કાળ મિશ્ર જે હોય તે કહેવો.

ઉદાહરણ—૧. હું આ કામ કરવાનો છું.

**'કરવાનો છું'**:—કર્ત્તા હું, કર્મ કામ, માટે સકર્મક ક્રિયાપદ, કર ધાતુ, નિશ્ચયાર્થ, ભવિષ્ય વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કર્ત્તા હું, પહેલો પુરૂષ, નરજાતિ, એકવચન, સકર્મક કર્ત્તરિપ્રયોગ.

૨. તેણે તે પુસ્તક લખેલું નથી.

**'લખેલું નથી'**:—કર્ત્તા તેણે, કર્મ પુસ્તક, માટે સકર્મક ક્રિયાપદ, લખ ધાતુ, નિષેધાર્થ વિશેષભૂત વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કર્મ પુસ્તક, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

---

## પાઠ ૩. સંયુક્ત ક્રિયાપદ.

**સંયુક્ત ક્રિયાપદ**:—જ્યારે બે ક્રિયાપદો સાથે આવી તેમના મળી જવાથી જુદી જુદી ક્રિયાનો અર્થ જતો રહી એક નવી સંયુક્ત ક્રિયાનો અર્થ દેખાડે તો તેને સંયુક્ત ક્રિયાપદ કહે છે. જેમ, લખી ચૂક્યો એમાં 'લખી' ક્રિયાપદ લખવાનો, અને 'ચૂક્યો' ક્રિયાપદ ભૂલવાનો અર્થ દેખાડે છે; પણ 'લખી ચૂક્યો' ક્રિયાપદ લખવાની ક્રિયા પૂર્ણ થઇ છે એવો અર્થ દેખાડે છે. 'દોડયા કર' ક્રિયાપદ દોડવાની ક્રિયાનું જારીપણું બતાવે છે. 'બોલી દે' ક્રિયાપદ એકદમ બોલ એવો અર્થ દેખાડે છે; માટે તે સંયુક્ત ક્રિયાપદ છે. પરંતુ તેઓ ત્યાં 'જઈ વસ્યા' એમાં 'જઈ વસ્યા' સંયુક્ત ક્રિયાપદ નથી; કેમકે તેનો અર્થ ગયા અને વસ્યા એવો છે.

સંયુક્ત ક્રિયાપદમાં જોડે આવનાર ક્રિયાપદને સાહાય્યકારક

ક્રિયાપદ કહે છે. કેમકે તેમાંથી તેનો મૂળ અર્થ જતો રહી મુખ્ય ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે, અથવા બીજો ફેરફાર કરે છે.

સંયુક્ત ક્રિયાપદમાં મુખ્ય ક્રિયાપદ સંબંધક ભૂતકૃદંત, ભૂતકૃદંત, વર્ત્તમાન કૃદંત, કે સામાન્ય કૃદંત હોય છે. જેમ, બેસી જા, મારી પાડ, ધોઇ નાંખ, ખાઈ લે, કુળી શક્યો, લખ્યાં કર, ચાલતો થા, થવા આવ્યું, ઇત્યાદિ. આમાં સંબંધક ભૂત કૃદંત 'ઈ' પ્રત્યયવાળાં રૂપ ઘણાં વપરાય છે.

સંયુક્ત ક્રિયાપદનાં કાળનાં રૂપ લેવામાં મુખ્ય ક્રિયાપદ આખું ને સાહાય્યકારક ક્રિયાપદનો ધાતુ લઇ રૂપ કરવાં. જેમ, લખી ચૂક્યો ક્રિયાપદમાં 'લખી ચૂક' ધાતુ લઈ રૂપ બનાવાય.

**શુદ્ધકાળો:**—લખી ચૂકું, લખી ચૂકે, લખી ચૂક્યો, લખી ચૂકત, લખી ચૂકીશ, વગેરે.

**મિશ્રકાળો:**—લખી ચૂકું છું, લખી ચૂકતો હોઉં, લખી ચૂક્યો હતો, લખી ચૂક્યો હોત, લખી ચૂક્યો હશે, લખી ચૂકવાનો હતો, વગેરે.

**કર્મણિ રચના:**—લખી ચૂકાય છે, લખી ચૂકાણો, લખી ચૂકાશે, વગેરે.

**કૃદંત:**—લખી ચૂકતો, લખી ચૂક્યો, લખી ચૂકવાનો, લખી ચૂકેલો, લખી ચૂકનાર, લખી ચૂકીને, વગેરે.

**સંયુક્ત ક્રિયાપદના પદચ્છેદમાં** નીચેના નિયમો યાદ રાખવા.

**અ.** મુખ્ય અને સાહાય્યકારક ક્રિયાપદો મળી જે સંયુક્ત ક્રિયાપદ બને, તેનું પદચ્છેદ ભેગું કરવું.

**બ.** જે જે ધાતુનું સંયુક્ત ક્રિયાપદ બન્યું હોય, તે તે ધાતુ કહેવા.

**ક.** સંયુક્ત ક્રિયાપદમાં જાત મુખ્ય ક્રિયાપદની અને કાળ સાહાય્યકારક ક્રિયાપદનો કહેવો.

**૬.** સંયુક્ત ક્રિયાપદમાં સઘળાં ક્રિયાપદોનો ક્રિયાનાથ એકજ હોય છે, તે કર્ત્તાની વિભક્તિ પરથી માલમ પડશે, ( પ્રયોગમાં આપેલા નિયમ પૃષ્ઠ ૧૦૧ થી ૧૦૪ સુધી જુઓ.)

ઉદાહરણ--(૧). તમારે હિસાબ ગણાવવો જોઇએ.

**'ગણાવવો જોઈએ'**:—કર્ત્તા તમારે, કર્મ હિસાબ માટે સકર્મક ક્રિયાપદ, ગણ ધાતુનું પ્રેરક રૂપ અને જો ધાતુ, નિશ્ચયાર્થ, વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કર્મ હિસાબ, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ.

(૨). છોકરો પાઠ વાંચી ચુક્યો.

**'વાંચી ચૂક્યો'**:—કર્ત્તા છોકરો, કર્મ પાઠ માટે સકર્મક ક્રિયાપદ, વાંચ અને ચૂક ધાતુ, નિશ્ચયાર્થ, ભૂતકાળ, ક્રિયાનાથ કર્ત્તા છોકરો, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

(૩). તે જતો રહ્યો હશે.

**'જતો રહ્યો હશે'**:–કર્ત્તા તે, કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, જા અને રહે ધાતુ, સંશયાર્થ, ભૂતભવિષ્યકાળ, ક્રિયાનાથ કર્ત્તા તે, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

(૪). છોકરે **બેસી રહેવું** જોઇતું હતું. (સંયુક્ત ક્રિયાવાચક સામાન્ય કૃદંત નામ છે.) 'જોઇતું હતું' નું કર્મ છે.

**'જોઈતું હતું'**:—કર્ત્તા છોકરે, કર્મ બેસી રહેવું માટે સકર્મક ક્રિયાપદ, જો ધાતુ, નિશ્ચયાર્થ, વર્ત્તમાન ભૂતકાળ, ક્રિયાનાથ બેસી રહેવું, ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ.

(૫). કર આપ્યાથી આપણને **માર્યા જવાનો** ભો નથી (સંયુક્ત ક્રિયાવાચક સામાન્ય કૃદંત નામ છે.)

(૬). પોતાની સઘળી ઇમારત **બળી જતી** તે નજરે જુએ છે. (સંયુક્ત ક્રિયાવાચક વર્ત્તમાન કૃદંત વિશેષણ છે).

(૭). એ કર તેમની પાસેથીજ લેવામાં આવે છે.

**'લેવામાં આવે છે'** (લેવાય છે):—કર્ત્તા 'લેનારથી' અધ્યાહાર, કર્મ કર માટે સકર્મક ક્રિયાપદ, લે અને આવ ધાતુ, નિશ્ચયાર્થ, દ્વિત્વવર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કર માટે ૩. પુ. નરજાતિ એકવચન, કર્મણિપ્રયોગ.

(૮). તેમને 'સર'નો ઇલ્કાબ આપવામાં આવ્યો.

**'આપવામાં આવ્યો'** ( અપાયો ):—કર્ત્તા ' આપનારથી ' અધ્યાહાર, કર્મ ઇલ્કાબ માટે સકર્મક ક્રિયાપદ, આપ અને આવ ધાતુ, નિશ્ચયાર્થ, ભૂતકાળ, ક્રિયાનાથ ઇલ્કાબ માટે ૩. પુ. નરજાતિ એકવચન, કર્મણિ પ્રયોગ.

## જોઈએ.

'જોઇએ' ક્રિયાપદમાં નજરે જોવાનો અર્થ હોય છે, ત્યારે એ ક્રિયાપદ પૂર્ણ છે. જેમ, અમે ચિત્ર જોઇએ છીએ. પરન્તુ 'જોઇએ' (**युज्यते** નો અપભ્રંશ છે.) એમાં જરૂર કે ફરજનો અર્થ હોય ત્યારે તે ક્રિયાપદ અપૂર્ણ છે. જેમ, મારે લાડુ જોઇએ એટલે મારે લાડુની જરૂર છે. 'જોઇએ' ક્રિયાપદ મૂળે સકર્મક કર્મણિ છે. (**मम मोदकः अपेक्ष्यते.**) મિશ્રકાળોમાં એનો પ્રયોગ કર્મણિ સાફ માલમ પડે છે. જેમ મારે લાડુ જોઈતો હતો. ગુજરાતી ભાષામાં નામની સાથે અને ત્રણે પુરૂષમાં એનો કર્ત્તા ચોથી વિભક્તિમાં વપરાય છે. જેમ, ગંગાને લાડુ જોઇએ, મારે, અમારે, તારે, તમારે, તેને કે તેમને લાડુ જોઇએ.

'જોઇએ' ક્રિયાપદ સામાન્ય કૃદંતની સાથે જોડાય છે, ત્યારે તેનો કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય છે. મારે, અમારે, તારે, તમારે, તેણે કે તેમણે જવું જોઇએ; છોકરાંએ માબાપની આજ્ઞા માનવી જોઇએ. 'જવું જોઇએ' એટલે જવાની ફરજ છે. 'માનવી જોઇએ' એટલે માનવાની ફરજ છે.

**પદચ્છેદ.**

મારે લાડુ **જોઈએ**:—કર્ત્તા મારે, કર્મ લાડુ માટે સકર્મક ક્રિયાપદ, જો ધાતુ, નિશ્ચયાર્થ, વર્ત્તમાનકાળ, ક્રિયાનાથ કર્મ લાડુ, ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ.

---

## પાઠ ૪. વિભક્તિના અર્થ.

સાતે વિભક્તિઓ ક્રિયાપદ વગેરે સાથે કઈ કઈ જાતનો સંબંધ રાખે છે તે બતાવવું, તેને **વિભક્તિના અર્થ** કહે છે. અર્થ=કામ, ઉપયોગ.

છઠ્ઠી વિભક્તિ સિવાય બીજી સઘળી વિભક્તિઓ ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે, માટે તે **કારક વિભક્તિ** કહેવાય છે. છઠ્ઠી વિભક્તિ નામના વિશેષણ જેવી હોવાથી **વિશેષણ વિભક્તિ** કહેવાય છે.

### પહેલી વિભક્તિ.

**નિર્દેશ ( નામાર્થે ) વાચક, વિધેયવાચક, પરિમાણવાચક, અને સંબોધનવાચક શબ્દો પહેલી વિભક્તિમાં હોય છે.**

**૧. નિર્દેશવાચક પ્રથમા:—**

**અ.** કર્ત્તરિ રચનામાં **કર્ત્તા** નિર્દેશવાચક પહેલી વિભક્તિમાં હોય છે. જેમ, **છોકરો** નિશાળે ગયો, **છગન** હિસાબ ગણે છે, **તે** કલમ ઘડાવે છે. આ વાક્યોમાં ક્રિયાપદજ કર્ત્તાનો અર્થ કહી દે છે, માટે અર્થ સૂચવવા વિભક્તિના પ્રત્યયની જરૂર રહેતી નથી.

**બ.** કર્મણિ રચનામાં **કર્મ** નિર્દેશવાચક પહેલી વિભક્તિમાં આવે છે.* જેમ રામથી **રાવણ** મરાણો, ચંડાળથી વેપારીને કપડું

---

* ગુજરાતી ભાષામાં કેટલાંક સકર્મક ક્રિયાપદ એવાં છે, કે તેના કર્મને બીજી વિભક્તિનો 'ને' પ્રત્યય લાગે છે, તે કર્મણિ રચનામાં પણ કાયમ રહે છે. જેમ, તે મને અડયો—તેનાથી મને અડાયું. છોકરો ગાયને મારે

વેચાણું, શિક્ષકથી છોકરાને નવી **ચોપડી** મંડાવાઈ, મગનથી **કાગળ** વંચાય છે. આ વાક્યોમાં ક્રિયાપદજ કર્મનો અર્થ કહી દે છે, માટે અર્થ સૂચવવા વિભક્તિના પ્રત્યયની જરૂર રહેતી નથી.

**ક.** કર્ત્તાનાં **સમાનાર્થ નામ** કે કર્ત્તાનાં નામોને બદલે વપરાયેલો **સર્વનામ** કે **વિશેષણ** નિર્દેશવાચક પહેલી વિભક્તિમાં આવે છે. જેમ, મગનલાલ **મહેતાજી** પધાર્યા, **તે** દયાળુ છે, **ચોર** નાઠો.

**૨. વિધેયવાચક પ્રથમા:—**

હોવું, થવું, બનવું, દેખાવું, જણાવું, નીવડવું વગેરે અપૂર્ણ ક્રિયાવાચક અકર્મક ક્રિયાપદવાળાં વાક્યોમાં ક્રિયાપૂરક શબ્દ પહેલી વિભક્તિમાં આવે છે. તે શબ્દો વિધેય હોવાથી તેની વિભક્તિ **વિધેયવાચક પ્રથમા** છે. જેમ, અમદાવાદ વેપારી **શહેર** છે, તે **રાજા** થયો—બન્યો, આ બાહોશ **પુરૂષ** દેખાય—જણાય છે, વર્ષ **આબાદ** નીવડ્યું.

**૩. પરિમાણવાચક પ્રથમા:—**

૧. તેનાથી પાંચ **મણ** ચોખા લેવાયા.

૨. મારાથી એક **લોટો** પાણી પીવાયું.

૩. નદી ચાર **ગાઉ** દૂર છે.

**ટીપ:**—પરિમાણવાચક શબ્દો જે વસ્તુનું પરિમાણ બતાવે તે ‘વસ્તુ’ની વિભક્તિ, તેજ પરિમાણવાચક શબ્દની વિભક્તિ ગણાય. જેમ, તે ચાર ગજ મશરૂ લે છે. અહિં ‘ગજ’ શબ્દ ‘મશરૂ’ સાથે સમાનાર્થક છે. ‘મશરૂ’ ની વિભક્તિ બીજી છે, માટે ‘ગજ’ શબ્દ અહિં બીજી વિભક્તિમાં લેવાય. તેનાથી ચાર ગજ મશરૂ લેવાય છે. અહિં ‘મશરૂ’ શબ્દ પહેલી વિભક્તિમાં છે માટે ‘ગજ’ શબ્દ પહેલી

---

છે—છોકરાથી ગાયને મરાય છે, હું છોકરાને મોકલું છું—મારાથી છોકરાને મોકલાય છે. આવે પ્રસંગે કર્મને **બીજી વિભક્તિમાં** લેવું.

વિભક્તિમાં લેવાય. **પાલી** ચોખાથી બ્રાહ્મણો જમાડ્યા. આ વાક્યમાં 'ચોખાથી' અને 'પાલી' શબ્દની પાંચમી વિભક્તિ છે.

**૪. સંબોધનાર્થે પ્રથમા:--**

૧. હે **કૃપાનાથ,** તું અમારી અરજ સાંભળ.

૨. **બચ્ચા,** ફિકર ન કર.

સંબોધનને કેટલાક આઠમી વિભક્તિ ગણે છે, પણ એ પહેલી વિભક્તિનો એક અર્થ છે. **ઓ**કારાંત નર **અ**ને ઉંકારાંત નાન્યતર જાતિનું નામ સંબોધનાર્થે વપરાય, તો તેને છેડે **ઓ** કે **ઉં** હોય છે તેને બદલે **આ** થઇ જાય છે. જેમ, હે **છોકરા,** તું આમ આવ.

## બીજી વિભક્તિ.

**કર્મ, સ્થળ, કાળ જણાવનારા શબ્દને બીજી વિભક્તિ હોય છે.**

**૧. કર્મ:**—આ કર્મ ક્રિયાથી કહેવાયલું ન જોઇએ, એટલે કે ક્રિયાપદ કર્તરિ પ્રયોગમાં જોઈએ. જેમકે, તે **ચોપડી** વેચે છે, તે **અને** મારે છે.

રણછોડે **કાગળ** લખ્યો, તેણે **ગાયને લાકડી** મારી (ગાયને=ગૌણ કર્મ ચોથી વિભક્તિમાં, ને લાકડી=પ્રધાન કર્મ બીજી વિભક્તિમાં). તેણે **છોકરાને** બોલાવ્યો.

'કાગળ' અને 'લાકડી'ની ખરી રીતે જોઇએ તો **પહેલી વિભક્તિ નિર્દેશવાચક** છે, કેમકે એ વાક્યોમાં ક્રિયાપદ કર્મણિ પ્રયોગમાં છે; પરંતુ 'તેણે છોકરાને બોલાવ્યો' આ વાક્યમાં ક્રિયાપદ કર્મણિ પ્રયોગમાં છતાં કર્મ 'છોકરાને' **બીજી વિભક્તિ** લાગી છે, માટે 'કાગળ' અને 'લાકડી'ની **બીજી વિભક્તિ** ગણવી ઠીક પડશે.

**૨. સ્થળ:**—જેમ, હું **કપડવણંજ** જવાનો છું, તે **કાશી** ગયો, નદી **ગાઉ** વાંકી છે.

જે સ્થળે જવું કે પહોંચવું હોય તે સ્થળ, અને સ્થળની મર્યાદા બતાવનાર નામ બીજી વિભક્તિમાં આવે છે. ઉપલાં વાક્યોમાં 'કપડવણંજ' અને 'કાશી' જવાની ક્રિયાનું સ્થળ બતાવે છે, અને 'ગાઉ' શબ્દ સ્થળની મર્યાદા બતાવે છે. મર્યાદા બતાવનાર શબ્દની પછી 'સુધી' કે 'લગણ' શબ્દ મૂકી શકાય છે. નદી **ગાઉ** વાંકી છે (ગાઉ સુધી). અહિંથી ગામ **ગાઉ** દૂર છે એમાં 'ગાઉ' શબ્દ પછી 'સુધી' શબ્દ લગાડી શકાતો નથી. એ ઠેકાણે 'ગાઉ' શબ્દ નિર્દેશાર્થે પહેલી વિભક્તિમાં છે.

૩. **કાળ:**—સ્થળની માફક કાળની મર્યાદા બતાવનાર શબ્દ પછી 'સુધી' કે 'લગણ' શબ્દ લગાડી શકાય છે. એ શબ્દો બીજી વિભક્તિમાં લેવાય છે. જેમ, તે બે **માસ** માંદો રહ્યો (બે માસ લગણ), તે રાત્રે બે **કલાક** વાંચે છે (બે કલાક લગણ).

## ત્રીજી વિભક્તિ.

**કર્ત્તા, કરણ, હેતુ, મૂલ્ય, પરિમાણ, અંગવિકાર, સાહિત્ય, વગેરે જણાવનાર શબ્દને ત્રીજી વિભક્તિ હોય છે.**

૧. **કર્ત્તા:**—કર્મણિ પ્રયોગમાં કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય છે. જેમ, તેણે પાઠ કરવો, **લલ્લુએ** ઘઉં લીધા, **તેણે** વાર્તા લખાવી, આ નાટક **તેણે** લખેલું છે, **ગૃહસ્થે** અપંગને પાળવાં જોઈએ.

અકર્મક ક્રિયાપદનો કર્ત્તા વિધ્યર્થ વર્ત્તમાનકાળે ત્રીજી વિભક્તિમાં આવે છે. જેમ, **તેણે** જવું, **મારે** બેસવું, **તેણે** દોડવું, **મારે** નહાવું, વગેરે.

૨. **કરણ:**—જેમ, મેં **પેનસિલે** કાગળ લખ્યો, વાઘ **ગોળીએ** મરાણો, પાપી **પાપે** મરશે, તેઓ **પગરસ્તે** રાજકોટ ગયા, તે આ **દાદરે** માળે ચડયો, તેણે **માથે** ટોપલો ઉંચક્યો છે.

**કરીને** નામયોગી અવ્યયની પહેલાંના, અને **વિના, વગર**

પછી નામને કરણાર્થે ત્રીજી વિભક્તિ લાગે છે, જેમ, **વેપારે કરીને** મુંબઈ ધનાઢ્ય થઈ, **વિના કારણે** કોઇને પીડવો નહિ, **વગર વિચારે** કામ ન કરવું.

**૩. હેતુઃ**—કારણ અથવા સબબ. જેમાંથી કાર્ય ઉત્પન્ન થાય તે. જેમ, **તાવે** ઘણાં માણસ મરી ગયાં, **ઉજાગરે** માથું દુખે છે.

**૪. મૂલ્યઃ**—ભાવ, કિમ્મત. ઘોડો ૫૦ **રૂપિયે** વેચ્યો, **ટકે** શેર, **રૂપિયે** તોલો.

**૫. પરિમાણઃ**—આગગાડી **કલાકે** ૩૦ માઈલ ચાલે છે, દૂધપાકમાં **મણે** ૭ શેરીકી ખાંડ નંખાય છે, સોળ **આને** રૂપિયો થાય.

**૬. અંગવિકારઃ**—શરીરની ખોડ. જેમ, **આંખે** આંધળો છે, તે **કાને** બહેરો છે.

**૭. સાહિત્યઃ**—સામગ્રી. સાહિત્યને સાથે કે સહિત નામયોગી અવ્યય લાગેલો હોય, ત્યારે સાહિત્યને છઠ્ઠી વિભક્તિ લાગે છે; પણ નામયોગી અવ્યય લાગેલો ન હોય, તો ત્રીજી વિભક્તિ લાગે છે. જેમ, રાજા ચારસેં **ઘોડે** આવ્યા ( રાજા બારસેં **ઘોડા** સહિત આવ્યા ), તે બસેં **માણસે** ચઢ્યો.

## ચોથી વિભક્તિ.

**સંપ્રદાન** ( કંઈ આપવાની ક્રિયાનું ગૌણકર્મ ), **સંબંધ, હેતુ અને કોઈવાર કર્તાને ચોથી વિભક્તિ હોય છે.**

**૧. સંપ્રદાનઃ**—જેમ, હું **તને** વાત કહું. મહેતાજી **છોકરાંને** વિદ્યા શીખવે છે, રાજા **બ્રાહ્મણને** દાન આપે છે, મારાથી તેને વાત કરાઈ.

**૨. સંબંધઃ**—લાગતું, વળગતું, જોડાવું. જેમ, **રાજાને** બે કુંવર છે. **પાઘડીને** કસબ છે, **તેને** ઉધરસ થઇ છે, **મને** ભૂખ લાગી, **તેને** લાભ રહ્યો, **એને** રંગ ચઢશે, **બકરીને** સાત બચ્ચાં

થયાં, **ગોંડળને** અને **ધોળાજીને** ૩૦ માઇલનું અંતર છે.

ભાવકર્તૃક ક્રિયાપદ સાથે સંબંધી નામ કે સર્વનામ ચોથી વિભક્તિમાં આવે છે. જેમ, **મને** પેટમાં દુખે છે, **તમને** જે ગમે તે કરો.

૩. **હેતુઃ**—નામને અર્થે, કાજે, બદલે, સાટે, માટે, વાસ્તે, સારૂ, લીધે, કારણે નામયોગી અવ્યય લાગેલા હોય તો તે શબ્દસમૂહ હેતુ અર્થે ચોથી વિભક્તિમાં ગણાય છે. જેમ, હું **તેને સારૂ** ટોપી લાવ્યો, **મારે વાસ્તે** પાણી લાવો, તું **તેને લીધે** અમદાવાદ ગયો. (વિશેષ ખુલાસો પૃષ્ઠ ૧૧૭મે કૃદંત નામના પાઠમાં જુઓ.)

૪. **કર્ત્તાઃ**—વિધ્યર્થ વર્ત્તમાન કાળના મુખ્ય ક્રિયાપદ પછી સાહાય્યકારક ક્રિયાપદ આવે છે, ત્યારે મુખ્ય ક્રિયાપદનો કર્ત્તા કેટલીક વખતે ચોથી વિભક્તિમાં આવે છે. જેમ, **અકબરને** લડાઇ કરવી પડી, **મગનને** જવું પડ્યું.

## પાંચમી વિભક્તિ.

**અપાદાન, હેતુ, મર્યાદા, કર્ત્તા, કરણ અને ન્યૂનાધિકતા વગેરે જણાવનારા શબ્દને પાંચમી વિભક્તિ હોય છે.** અપાદાન એ સંપ્રદાનથી ઉલટું છે. સંપ્રદાનમાં મળવું થાય, અને અપાદાનમાં છૂટું પડવું થાય.

૧. **અપાદાનઃ**—કોઇનાથી છૂટા પડવું તે પદાર્થ. સ્થળ, ભય, આદિથી વિયોગ બતાવે છે. જેમ, હું **રાજકોટથી** નીકળ્યો, તે **તાવથી** બચ્યો, **માથી** દીકરી જુદી પડી, તે **ભૂતથી** બીતો નથી.

તે ઝાડ **પરથી** પડ્યો. એમાં 'પરથી' નામયોગી અવ્યય છે, ને 'ઝાડ' છઠ્ઠી વિભક્તિમાં છે. પરન્તુ 'ઝાડપરથી' શબ્દસમુદાય પાંચમી વિભક્તિના અપાદાનાર્થે છે.

૨. **હેતુઃ**—**પુણ્યથી** સુખ મળે છે; **ગરમીથી** માથું દુખે છે.

૩. **મર્યાદાઃ**—સીમા, હદ, સ્થળાંતર કે કાળાંતર બતાવવાના

કામમાં આવે છે. જેમ, **અમદાવાદથી** કપડવણુંજ વીશ ગાઉ **છે**, તે બે **માસથી** માંદો છે.

૪. **કર્ત્તા**:—ભાવે કે કર્મણિ રચનામાં કર્ત્તા પાંચમી વિભક્તિમાં આવે છે. જેમ, **તેનાથી** નહિ ચલાય, **મારાથી** દાખલા ગણાયા. **રામથી** રાવણ મરાયો.

૫. **કરણ**:—**તે લાકડીથી** મરાણો, **છરીથી** શાક સમાર્યું.

૬. **ન્યૂનાધિકતા**:—(ન્યૂન=ઓછું+અધિકતા=વધારેપણું) ઓછા અદકાપણું. જેમ, **નડીઆદથી** કપડવણુંજ નાનું છે, **અમદાવાદથી** મુંબઇ મોટું છે.

## છઠ્ઠી વિભક્તિ.

**ઘણી જાતના સંબંધ બતાવવામાં છઠ્ઠી વિભક્તિ વપરાય છે.** જેમ, **મગનનો** ભાઈ (સગાઇ) **રાજાનો** મહેલ, (માલિકી), **નદીનું** માછલું (આધાર), **રૂપાનો** લોટો, **ચોપડીનું** કદ, **મારૂં** બનાવેલું, **તાવની** ગરમી, **પાઘડીનો** તોરો, **લખવાની** સાહી.

છઠ્ઠી વિભક્તિ પાંચમીના અર્થમાં પણ વપરાય છે. જેમ, તે ત્રણ **દિવસનો** ( ત્રણ દિવસથી ) ભૂખ્યો છે, **રાતનો** જાગે છે. એમાં બે અર્થ છે. પાંચમીને બદલે છઠ્ઠી એટલે **રાતથી** જાગે છે, સાતમીને બદલે છઠ્ઠી એટલે **રાતે** જાગે છે.

## સાતમી વિભક્તિ.

**આધકરણ (સ્થળ) અને કાળ બતાવનાર શબ્દને સાતમી વિભક્તિ હોય છે.**

૧. **સ્થળ**:—જેમ, **હોડીમાં** બેઠો, **ગળપણમાં** આ ગોળ સરસ છે, હું **કપડવણુંજમાં** રહું છું; **છાપરે** ચઢયો, **ઘરે** આવ્યો, **ધોળકે** ગયો, **માથે** પાઘડી છે, **ભીંતે** કાગળ ચોડ.

૨. **કાળ**:—હું પાંચ **દિવસમાં** આવીશ, તું **સવારમાં** આ-

વજે; મહેલ પાંચ **વર્ષે** પૂરો થયો, **બપોરે** સૂવાની ટેવ છે, નિશાળમાં ધોરણ બાર **માસે** બદલાય છે.

---

કેટલીક વખત વિભકિતના બેવડા તેવડા પ્રત્યય લાગી દરેક વિભકિતના અર્થનો ભાસ કરે છે. જેમ, હિંદુમાંથી સંપ ગયો, એમાં સ્થળ ને વિયોગનો અર્થ છે. **તેમનામાંથી** એક જણે વાત કરી, એમાં સંબંધ, સ્થળ, ને વિયોગનો અર્થ છે.

સાતે વિભકિતના અર્થપર વિચાર કરવાથી માલમ પડશે કે **કર્ત્તા** પહેલી, ત્રીજી, ચોથી ને પાંચમી વિભકિતમાં આવે છે; **કર્મ** પહેલી ને બીજી વિભકિતમાં આવે છે; **પરિમાણ** પહેલી, બીજી ને ત્રીજી વિભકિતમાં આવે છે; **સ્થળ** બીજી ને સાતમી વિભકિતમાં આવે છે; **કાળ** બીજી ને સાતમી વિભકિતમાં આવે છે; કરણ અને હેતુ ત્રીજી ને પાંચમી વિભકિતમાં આવે છે; અને **સંબંધ** ચોથી ને છઠ્ઠી વિભકિતમાં આવે છે.

જે શબ્દને **સ્થળ, કાળ, કરણ, હેતુ, મૂલ્ય, સાહિત્ય, સંબંધ** ( ચોથી વિભકિતમાં ), **અપાદાન, મર્યાદા, ન્યૂનાધિકતા** એ વગેરે અર્થે વિભકિતઓ લાગેલી હોય, તેવા શબ્દનો અધિકાર **ક્રિયાવિશેષણ** જેવો છે; કેમકે ક્રિયાવિશેષણો જેમ ક્રિયાનું સ્થળ, કાળ, રીત, હેતુ, વગેરે બતાવે છે, તેમ આ શબ્દો બતાવે છે; માટે તે વાક્યપૃથક્કરણમાં **વિધેયપક્ષમાં વિધેયવર્ધકમાં** જાય. જેમ, તે **અમદાવાદ** ગયો (સ્થળ), તે ચાર **કલાક** પાઠ કરે છે (કાળ), તે **તાવે** મુઓ (રીત).

**વિભકિતના અર્થ નક્કી કરવા વિષે:**—પ્રથમ આખું વાક્ય વાંચી જવું, ને તેમાં શી ક્રિયા કરવાની છે તે નક્કી કરવું. પછી—

૧. **કર્ત્તા, કર્મ** પૃષ્ઠ ૧૩, ૧૪ મે કહ્યા મુજબ શોધી કાઢવાં.

૨. ક્રિયાપદની પહેલાં **કેટલો, કેટલી, કેટલું**, મૂકી પ્રશ્ન પૂછવાથી **પરિમાણ** માલમ પડશે. જેમ, તેણે કેટલા ચોખા લીધા? પાંચ મણ (બીજી વિભક્તિ), કેટલું પાણી પીધું? એક લોટો (બીજી), કેટલે વખતે ૩૦ માઇલ ચાલે છે? કલાકે (ત્રીજી).

૩. ક્રિયાપદની પહેલાં **ક્યાં** મૂકી પ્રશ્ન પૂછવાથી **સ્થળ** માલમ પડશે. જેમ, ક્યાં ગયો? કાશી (બીજી). ક્યાં બેઠો? હોડીમાં (સાતમી), ક્યાં ગયો? ઘેર (સાતમી).

૪. **ક્યારે, ક્યાંસુધી** એ શબ્દો ક્રિયાપદની પહેલાં મૂકી પ્રશ્ન પૂછવાથી **કાળ** માલમ પડશે. જેમ, ક્યાંસુધી માંદો રહ્યો? બે માસ (બીજી), ક્યારે આવીશ? પાંચ દિવસે (સાતમી).

૫. ક્રિયાપદની પહેલાં **શા વડે** મૂકી સવાલ પૂછવાથી **કરણ** માલમ પડશે. જેમ, શાવડે કાગળ લખ્યો? પેનસિલે (ત્રીજી), શાવડે મરાણો? લાકડીથી (પાંચમી).

૬. ક્રિયાપદની પહેલાં **શાથી** મૂકી સવાલ પૂછવાથી **હેતુ** માલમ પડશે. જેમ, શાથી માથું દુખે છે:? ઉજાગરે (ત્રીજી), શાથી સુખ મળે છે? પુણ્યથી (પાંચમી).

૭. ક્રિયાપદની પહેલાં **કેટલે** મૂકી સવાલ પૂછવાથી **મૂલ્ય** માલમ પડશે. જેમ, કેટલે વેચ્યો? ૫૦ રૂપિયે (ત્રીજી).

૮. ક્રિયાપદની પહેલાં **સાથે કોણ** મૂકી સવાલ પૂછવાથી **સાહિત્ય, કોને** મૂકી સવાલ પૂછવાથી **સંપ્રદાન** કે **સંબંધ** ( ચોથી વિભક્તિનો), **ક્યાંથી** મૂકી સવાલ પૂછવાથી **વિયોગ, ક્યાંથી** કે **ક્યારથી** મૂકી સવાલ પૂછવાથી મર્યાદા, અને **કોનાથી** મૂક્યાથી **ન્યૂનાધિકતા** માલમ પડશે. છઠ્ઠી વિભક્તિ ક્યા નામ જોડે સંબંધ રાખે છે, તે તો શોધી કાઢવું સહેલ છે, કેમકે: તેનું રૂપ વિકારી વિશેષણ જેવું છે. જેમ શાનો લોટો? રૂપાનો, કોનો ભાઈ? મગનનો વિગેરે.

## પાઠ ૫. સાદા વાકયનું પૃથક્કરણ.

### ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક તરીકે વપરાતા શબ્દો.

૧. ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દો મુખ્યત્વે **નામ** હોયછે. જેમ, **મગન** ગયો, **લલ્લુએ** પાઠ વાંચ્યો, **લલ્લુ** અકળાણો, મજુરોથી **તળાવ** ખોદાયું; છોકરો **કલમ** ઘડે છે, માવજીએ **રામજીને** બોલાવ્યો, કીકાભાઇ **વકીલ** છે. આમાં મગન, લલ્લુએ, લલ્લુ અને તળાવ ઉદ્દેશ્ય છે; અને કલમ, રામજીને, અને વકીલ ક્રિયાપૂરક છે.

૨. **સર્વનામ** નામની જગ્યાએ વપરાતા શબ્દ છે, માટે તે ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દ થઇ શકે. જેમ, **હું** ગયો, **તેણે** પાઠ વાંચ્યો; માવજીએ **મને** બોલાવ્યો, તે **હું** છું.

૩. **વિશેષણો** વિશેષ્ય વિના એકલાં આવે છે, ત્યારે તે નામ તરીકે વપરાય છે; માટે વિશેષણો પણ ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દ થઇ શકે. **ગાંડો** બકે છે; તેણે **ભલાને** માર્યો.

૪. **કૃદંત** પણ નામ તરીકે વપરાય છે; માટે તે પણ ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દ થઇ શકે. જેમ, **વાંચવું** સહેલું છે, **છપાવનાર** જડયો નહિ; સૌને **ખાતાં** આવડે, તેણે **લખવું** શરૂ કર્યું, છગને **છપાવનારને** બોલાવ્યો, તેણે **થુંકેલું** ગળ્યું, **ડૂબતાને** તાર્યો.

**ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દના વધારા તરીકે વપરાતા શબ્દો:—**

૧. ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દના વધારા તરીકે મુખ્યત્વે **વિશેષણો** વપરાય છે. જેમ, **સારો** છોકરો આવ્યો; મેં **કાળો** ઘોડો લીધો, કાળિદાસ **મોટા** પંડિત ગણાય છે.

૨. કેટલાંક **સર્વનામ** વિશેષણ તરીકે વપરાય છે માટે તે ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દના વધારા તરીકે વપરાય. જેમ, **કયો** માણસ આવ્યો? **આ** માણસ જાય છે, **જે** માણસ જમતો હતો,

**પેલો** ઘોડો તોફાની છે; તમે **શી** વસ્તુ ખરીદી ? મેં **એ** ઘર લીધું, **તે** માણસને બોલાવો, તમે કોઇ માણસને ન છેડો.

૩. કેટલાંક **કૃદંત** વિશેષણ તરીકે વપરાય છે, માટે તે ઉદ્દેશ્ય ને ક્રિયાપૂરક શબ્દનો વધારો થઈ શકે. જેમ, **દોડતો** ઘોડો પડ્યો, **કર્યાં** કર્મ પીડે છે; તમે **મરતા** માણસને મારો મા, **કોહેલી** કેરી ખાશો મા.

૪. **છઠ્ઠી વિભક્તિવાળાં નામ** વગેરે વિશેષણની પેઠે વપરાય છે, માટે તે ઉદ્દેશ્ય ને ક્રિયાપૂરક શબ્દનો વધારો થઈ શકે. જેમ, **છોકરાની** સ્લેટ ફૂટી, **મારૂં** અંગરખું ફાટયું; તેણે **મગનની** ચોપડી ખરીદી, વાઇસિરાયે, દિલ્હી દરબારમાં **વર્ત્તમાનપત્રના** અધિપતિને નોતર્યા, તમે **ઉપરની** ખુરસી લાવો, પ્રથમ ચીનાઓએ **છાપવાની** કળા શોધી.

૫. **સમાનાર્થ નામ** ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દને ઓળખાવે છે, માટે તે તેનો વધારો થઇ શકે. જેમ, **રામજી** માસ્તરે પેનશન લીધું; સરકારે **સયાજીરાવ** ગાયકવાડને ગાદી આપી.

૬. **પરિમાણ બતાવનાર નામ** ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દનો વધારો થઇ શકે છે. જેમ **હજાર મણ** ચોખા બળી ગયા; તેણે ઘડો પાણી પીધું.

**વિધેય તરીકે વપરાતા શબ્દો:—**

**૧. એકલાં ક્રિયાપદ.**—તે **આવે છે**, હું **જઈશ.**

**૨. એકલાં કૃદંત:**—તે **જવાનો**, અમે **નાઠા.**

**૩. શબ્દયુક્ત ક્રિયાપદ:—**

**અ. નામ:**—મગનલાલ **મહેતાજી** છે, અમદાવાદ **શહેર** છે, તાપી **નદી** છે, મણીભાઇ **દીવાન થયા**, તે **રાજા બન્યો**, તે **પ્રધાન નીમાયો.**

ब. સર્વનામ:—તે હુંછું, આ કોણ છે? છપાવનાર અમે હતા.

क. વિધિપૂરક વિશેષણ:—તે તોફાની છે, ઓરંગજેબ કપટી હતો, શિવાજી બહાદુર હતો, છોકરો વિચારવંત છે, દેવ મામલતદાર ધર્માત્મા હતા, તે આળસુ રહ્યો, વર્ષ સારૂં નીવડ્યું.

ड. છઠ્ઠી વિભકિતવાળા શબ્દ:—મોવિયા ગામ ઠાકોર સાહેબનું છે, આ ઘર અમારૂં છે, તે તેનું નથી.

इ. કૃદંત:—શાક સડેલું છે, તે પતિત થયો, આ માણસ ગાનાર છે.

फ. ક્રિયાવિશેષણ અવ્યય:—લલ્લુભાઇ ત્યાં હતા, તે ઉપર છે.

વિધેયનો વધારો કરનાર શબ્દો:—

૧. ક્રિયાવિશેષણો:—તે કાલે ગયો (વખત), તે અહિં આવશે (સ્થળ), તે જરા દોડયો (રીત), તે નહિ આવે (નકાર); અમે કદાચ આવીએ (સંશય), તે સાથે લેજો (સાહિત્ય), ઇત્યાદિ.

ક્રિયાવિશેષણને અર્થે આવતાં વિભકિતવાળાં નામ, સર્વનામ, વિશેષણ, અને કૃદંત:—તે સુરત ગયો (સ્થળ), હું બે કલાક સૂતો (કાળ), આ કામ તેનાથી થશે (કરણ), છોકરો બોલવે વાચાળ છે (સ્થળ), તે ચાલવાથી માંદો પડ્યો (હેતુ) તે અમદાવાદથી આવશે (વિયોગ), ઇત્યાદિ.

૩. નામયોગી અવ્યયની સાથેનાં નામ, સર્વનામ, વિશેષણ અને કૃદંત:—તેની પાસે બેસીશ (સ્થળ), અકબર પછી ઓરંગજેબ પાદશાહ થયો (કાળ), તમે આ કામ એને વાસ્તે કરો (હેતુ), તમને લખવા માટે બોલાવ્યા છે (હેતુ).

૪. કૃદંત અવ્યય:—જયશિખર લડતાં મુઓ (હેતુ).

**ઉદ્દેશ્ય, ક્રિયાપૂરક, અને વિધેયનો શબ્દાવળી*થી વધારો.**

ઉદાહરણ—

**ઉદ્દેશ્યનો શબ્દાવળીથી વધારો:—**

૧. બુદ્ધના પૂર્વજન્મો વિષેની વાર્ત્તાઓનું એક પુસ્તક છે.

૨. રામની પ્રજામાંના કેટલાક લોકે સીતાની નિંદા કરી.

૩. તેની પાસે બેઠેલો માણસ ક્યાં ગયો ?

૪. ઉપજ કરતાં ખર્ચ વધારે રાખવાની ટેવ બહુબહુ રીતે પડે છે.

**ક્રિયાપૂરકનો શબ્દાવળીથી વધારો:—**

૧. ઋષભદેવજીએ આત્માના કલ્યાણનો ઉત્તમ બોધ બધે ફેલાવ્યો.

૨. તેં ભૂખે મરી રહેલ ભિખારીને માર્યો.

૩. ચંડાળે હરિશ્ચંદ્રને મુડદાં ઉપરનાં લૂગડાં એકઠાં કરવાનું કામ સોંપ્યું.

૪. દુર્યોધને યુધિષ્ઠિરને જુગટું રમાડી રાજપાટ છીનવી લેવાની યુક્તિ રચી.

**વિધેયનો શબ્દાવળીથી વધારો.**

૧. મેં લોઢાની લેખણ વડે કાગળ લખ્યો.

---

* શબ્દો એક બીજા સાથે કાંઇ સંબંધે બંધાએલા હોય, પણ તેમાં કોઈ કર્ત્તા કે ક્રિયાપદ ન હોય તો તે શબ્દસમુદાયને શબ્દાવળી કહે છે. જેમ, તમારા વર્ગનો તોફાની, તમારા દીકરાનો, રાત્રે બહુ વાંચવાથી, જુવડ સાથે લડતાં, આ બધા શબ્દસમુદાયમાં કર્તા ને ક્રિયાપદ નથી માટે તે શબ્દાવળી કહેવાય. શબ્દાવળીમાં કર્ત્તા, ક્રિયાપદ હોય તો તે ગૌણવાક્ય કહેવાય છે. જેમ, જે મહેનત કરે તે ધન મેળવે ( ગૌણવાક્ય, 'તે'ની સમાન વિભક્તિમાં છે ).

